# પ્રકાશકના બે બોલ

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભાની સાહિત્યપ્રવૃત્તિનો પ્રથમ હેતુ આ છે: "ગુજરાતી ભાષામાં લખાયેલાં સઘળાં તેમજ ગુજરાતને લગતાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો; અને એમાંનાં મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષવા યોગ્ય લાગે તેવાં પુસ્તક હોય તે પ્રસિદ્ધ કરવાં" આ હેતુથી સભા પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગ્રંથ વેચાતા લઈ, સારા પ્રમાણમાં અદ્યાપિ સંગ્રહે છે.

આ સંગ્રહમાંથી પ્રચલિત અને પ્રસિદ્ધ કરવા જેવા ગ્રંથ કયા કયા છે એ સમજી શકાય એ માટે સભાએ ૧૫૦ પુસ્તકોની માહિતી આપનારા, હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિના ભા. ૧ તથા ૨, આ સંસ્થાના ભૂતપૂર્વ સહાયક મંત્રી સ્વ. અંબાલાલ બુ. જાની પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલા છે બાકીનાં ૬૫૦ જેટલાં પુસ્તકોની એ જ ધોરણે સવિસ્તર નામાવલિ તૈયાર કરવાનું કામ પણ ચાલુ છે. ઉપરાંત ગ્રંથના વસ્તુ, રચનાર, રચનસમય વગેરેની ઉપરચોટિયા માહિતી આપનારી એક યાદી પણ સ્વ. જાની પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલી છે, એમાંથી એક પાસ નામાવલિ ૧-૨ માંથી પસંદ થયેલા ગ્રંથ તૈયાર કરાવી પ્રકટ કરવા યોગ્ય પ્રાચીન ગ્રંથો, કાવ્યો, આખ્યાનો, વાર્તાઓ પણ સંશોધાવી, સમજૂતી સાથે પ્રકટ કરવામાં આવે છે.

આ પ્રવૃત્તિને અંગે અત્યાર સુધીમાં પ્રાચીન આખ્યાન કાવ્યાદિ સંશોધાવી પ્રકટ કરવાની યોજના પ્રમાણે સભા તરફથી મોટા નાના ૧૯ ગ્રંથ પ્રકટ થયા છે: ૧ પ્રબોધબત્રીશી ના ઉખાણાસંગ્રહ અને રાવણ-મંદોદરીસંવાદ: સં. સ્વ. મણિલાલ બ. વ્યાસ, ૨ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧: સં. સ્વ. છગનલાલ વિ. રાવળ, ૩ સ્મરણશ્લોક: સં. સદર, ૪ મહાભારત ભાગ ૧—આદિપર્વ અને સભાપર્વ: સં.

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી; ૫ શ્રીકૃષ્ણક્રીડાકાવ્ય (પદબંધ દશમસ્કંધ, ર. સં. ૧૫૨૯): સં. સ્વ. અંબાલાલ બુ. જાની; ૬ અભિમન્યુ આખ્યાન: સં. શ્રી. મંજુલાલ ર. મજમુદાર; ૭ પંચદંડની વાર્તા: સં. શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ; ૮ મહાભારત ભાગ ૨–આરણ્યક પર્વ: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૯ રૂપસુંદરકથા (શ્લોકબદ્ધ કાવ્ય): સં. શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા; ૧૦ હંસાવતીની વાર્તા: સં. શ્રી. શં. છ. રાવળ; ૧૧ મહાભારત ભાગ ૩–વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૨ હારમાળા: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૩ ઉષાહરણ: સં. શ્રી. ભો. જે. સાંડેસરા; ૧૪ રાસસહસ્રપદી: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૫ કર્પૂરમંજરી: સં. શ્રી. ભો. જે. સાંડેસરા; ૧૬ મહાભારત ભાગ ૪–ભીષ્મપર્વ દ્રોણપર્વ અને કર્ણપર્વ: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૭ નરસિંહ મહેતાની ચાતુરી: સં. શ્રી ચૈતન્યબાળા જ. દિવેટિયા; ૧૮ મહાભારત ભાગ ૭–મૌશલપર્વ પ્રસ્થાનપર્વ અને સ્વર્ગારોહણ પર્વ: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; અને ૧૯ મહાભારત ભાગ ૫–શલ્યપર્વ ગદાપર્વ અને સ્ત્રીપર્વ: સં. શ્રી. કે. કા. શાસ્ત્રી. આમાંની "૧૨ હારમાળા"નું નવેસરથી મૂળ 'હારસમેનાં પદ' તારવી પુષ્કળ પરિશિષ્ટો સાથે, 'પ્રસ્તાવના'ને સુધારી શ્રી કે. કા. શાસ્ત્રીએ સંપાદન ફરી કરી આપ્યું છે તે આ હમણાં પ્રકટ થાય છે. ઉપરાંત અન્ય ગ્રંથો પણ તૈયાર કરવામાં આવે છે.

આશા છે કે ગુજરાતના જૂની નવી ભાષા તેમજ સાહિત્યના વધતા જતા અભ્યાસીઓ અને સાહિત્યરસિક જનતા સભાની આ યોજનાને ઉત્તેજન આપશે અને એનો લાભ પણ અવશ્ય લેશે.

જ્યેષ્ઠ સુદિ ૯
સં. ૨૦૦૬
તા. ૨૬–૫–'૫૦

શંકરપ્રસાદ છ. રાવળ
સહાયક મંત્રી, ફા. ગુ. સભા,
મુંબઈ, ૪

# પ્રસ્તાવના ( શોધિત )

હારમાળા જેવા પ્રસિદ્ધ કાવ્યની ઓળખ આપવાની કાંઈ પણ આવશ્યકતા રહેતી નથી. મુદ્રણકાળમાં જ એ કાવ્ય આટલું સુપ્રસિદ્ધ છે, એમ નથી; મુદ્રણકાળપૂર્વે સદીઓ થયાં ગુજરાત અને સૌરાષ્ટ્રમાં હારમાળાની અને હારમાળાના વસ્તુની પ્રસિદ્ધિ હતી. વડોદરાના મહાકવિ પ્રેમાનંદે નરસિંહના જીવન-વિષયમાં મામેરું-હુંડી-વિવાહ-શ્રાદ્ધ એ કાવ્યો રચ્યાં છે. એની મનાતી હારમાળા ૮૪ પદની—સં. ૧૭૩૮ ની આસપાસ રચાયેલી પ્રાપ્ત થાય છે. સ્વ. હીરાલાલ ત્રિ. પારેખે "નરસિંહ મહેતાનું આખ્યાન" એ નામના પુસ્તકમાં સં. ૧૭૬૫ માં નકલ કરાયેલી પ્રત ઉપરથી ગુજ. વર્ના. સો. ની આવૃત્તિ જે હારમાળાનો પ્રસંગ[1] પૃ. ૭૮–૧૧૪માં છાપ્યો છે તેને આ સુપ્રસિદ્ધ કવીશ્વર પ્રેમાનંદની મકલના ધરવામાં આવે છે.[2] શ્રી. કનૈયાલાલ મા. મુનશી જેવા સમર્થ વિદ્વાને એ વાતની સાચતા સ્વીકારી છે! ( જુઓ નરસૈંયો–ભક્ત–હરિનો–ઉપોદ્ઘાત. પૃ. ૬૧. એની હીરા પ્રત[3] તે આ ૮૪ આખ્યાનની હાથપ્રત છે. )

---

૧ ગુજરાતી પ્રેસના બૃહત્કાવ્યદોહન ભાગ ૮ નામમાં પણ પ્રકટ થયેલી છે.

૨ સ્વ. હીરાલાલ પારેખ એને કોઈ અજ્ઞાત કવિની રચેલી માને છે.

૩ સૂચના : શ્રી. કનૈયાલાલ મા. મુનશીએ પોતાના "નરસૈંયો–ભક્ત હરિનો" એ ગ્રંથમાં હારમાળાની પ્રતોની જે જે સંજ્ઞા આપી છે તે તેજ સંજ્ઞા આ ગ્રંથમાં કાયમ રાખેલી છે. જે નવી સંજ્ઞાઓ આવે તે એમણે ન લીધેલી અને મ જેનો ઉપયોગ કર્યો છે તેવી અ, બ, ક, ઙ, ફ, ગ, વગેરે પ્રતોની છે. શ્રી મુનશીએ ઉપયોગમાં લીધેલી આ :

તનિ—સં. તનસુખરામભાઈવાળી સં. ૧૭૩૩ આસપાસની, ૬૬ મે પદે ત્રુટક.

હીરા—'નરસિંહ મહેતાનું આખ્યાન' એ નામની ગુ. વ. સો. ન. ૩૬૫ ની સ્વ. હીરાલાલ પારેખે છપાવેલી.

કવિ પ્રેમાનંદના કહેવાતા પુત્ર વલ્લભે લખ્યા ગણાતા એક કાવ્ય "પ્રેમાનંદ-ચરિત"માં પિતાએ હારના પ્રસંગને કાવ્યમાં ઉતાર્યાનો ઉલ્લેખ આપ્યો છે. (જુઓ એ જ ઉપો. પૃ. ૧૯) સાથે એટલું પણ ઉમેર્યું છે કે 'નામ વિણ તેના ગ્રન્થો રે ન ગુપ્ત રે' જ્યમ રેણુમાં રવિ" એમ પિતાએ કાવ્યમાં પોતાનું નામ આપ્યું નથી. [ આ માત્ર સૂચન પૂરતું છે; સ્વીકાર્ય નથી. ] સ્વ. હ. દ્વા. કાંટાવાળાએ, પદ

---

હીપા ૧—ગુ. વ. સો. નં. ૧૫૫ ની ૫૦ પદના ઉલ્લેખવાળી-પણ માત્ર ૧૧ પદ જ આપતી, સ્વ. હીરાલાલ પારેખે મેળવેલી.

હીપા ૪—ગુ. વ. સો. નં. ૧૬૬ ની, સં. ૧૭૮૦ માં નકલ થયેલી, સ્વ. હીરાલાલ પારેખે મેળવેલી.

બાકીની ૭ હાથપ્રત માત્ર મેં જ વાપરેલી :

અ. ગુ. વ. સો. નં. ૧૮૯ ની, સં. ૧૬૭૫ જેટલી જૂની માત્ર છૂટક ૭ પદવાળી.

બ. ગુ. વ. સો. નં. ૧૯૧ ની, સં. ૧૭૫૧ ની-૬૬ પદ આપતી.

ક. ગુ. વ. સો. નં. ૧૮૮ ની, ૭૨ પદવાળી.

ડ. ગુ. વ. સો. નં. ૧૭૧ ની, સં. ૧૭૧૫ ની ૬૫ મે પદે તૂટતી—૭૮ પદના ક્રમવાળી.

ફ. ગુજરાતી પ્રિ. પ્રેસ, મુંબઈની, ૮૯ મે પદે તૂટક

ગ. ગુજરાતી પ્રિ. પ્રેસ મુંબઈની, સંવત ૧૭૪૫ જેટલી જૂની—૬૫ પદના ઉલ્લેખવાળી.

આ ઉપરાંત આ નવી આવૃત્તિમાં નીચેની હાથપ્રતો અને મુદ્રિત વાચનાઓનો પણ ઉપયોગ કર્યો છેઃ—

વિ ગુજ. વર્ના. સો. (વિદ્યાસભા), હ. ન. ૭૮૦ (છઠ્ઠે પાને તૂટતી)
પરિ. ૧૦— ,, ,, ,, ,, ૨૪૪ ખ (૨૧૭ નો ક્રમ)
પરિ. ૧૧— ,, ,, ,, ,, ૫૮૬ ક (૨૩૧ નો ક્રમ)

ઉપરાંત નરસૈં મહેતાના કાવ્યસંગ્રહમાંની મુદ્રિત હારમાળા, ચૈતું પરિશિષ્ટ, અને પ્રાચીન કાવ્યમાળાની હારમાળા—આ મુદ્રિત વાચનાઓ ઉપયોગમાં આવી જ છે.

૧૬૨ની હારમાળા પ્રેમાનંદને નામે પ્રા. કા. માળામાં છાપી તેમાં આ ૮૪ પદ આવે છે. વચ્ચે અનેક ક્ષિપ્ત પદ આવતાં હોવા છતાં આ ૮૪ પદ અસ્તાં રહેતાં નથી. એમણે ઉપયોગમાં લીધેલી આઠેક પ્રતોમાંથી ચારમાં ૮૪ પદ જ હતાં, એ વાત શ્રી. મુનશીએ પોતાના ઉપરિનિર્દિષ્ટ ગ્રંથના ઉપપોદ્ઘાત (પૃ. ૧૫)માં સ્વીકારી છે. પ્રેમાનંદે આ એવું કહેવાતુ કાવ્ય બનાવતાં પૂર્વે વસ્તુ કેવી રીતે પ્રાપ્ત કરેલી, એ વાત નીચે મુજબ પ્રાપ્ત થાય છેઃ—

"પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી, ૧૫
તે સઘળાંનો જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાનજી.
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતલ માંહાં તે લખ્યું વ્યાખ્યાનજી." ૧૬
(પદ ૮૩ મું)

આ જોતાં આ લેખકના સમયથીયે પૂર્વે નરસિંહ–ચરિત–વિષયક કાવ્ય અતિ પ્રસિદ્ધ હતાં. ખંભાતના વિષ્ણુદાસે રચેલાં મોસાળું અને હૂંડી એ બે કાવ્ય સાં. ૧૭૫૦ માં નકલ કરાયેલાં પ્રાપ્ત થાય છે; જે ઉપરથી સ્વ. ભાનુસુખરામ નિ. મહેતાએ સ્વતંત્ર રીતે વિષ્ણુદાસના (? શિવદાસના) સભાપર્વ અને વિષ્ણુદાસના નલાખ્યાન (આરણ્યક-પર્વાતર્ગત) સાથે છપાવી પ્રસિદ્ધ કરેલ છે. આમાંનું 'મોસાળું' વિષ્ણુદાસનું જ છે, જ્યારે 'હૂંડી' જરા મોડેથી થયેલા કૃષ્ણદાસની છે. વિષ્ણુદાસે મોસાળું ક્યારે રચ્યુ, એ એમાંથી પ્રાપ્ત થતું નથી. એટલુ સંભવિત છે કે એણે મહાભારતનાં પર્વ રચ્યાં એ પૂર્વે આની રચના કરી હોય, તો સાં. ૧૬૫૦ પૂર્વે ગણી શકાય. મહાભારતનાં પર્વોનો આરંભ એણે સાં. ૧૬૫૦ પછી કર્યો છે. એનુ સભાપર્વ સાં. ૧૬૫૨ મા રચાયેલું આ લેખકે છાપી પ્રસિદ્ધ કર્યું છે. એણે સાં. ૧૬૮૪ સુધીમાં મહાભારત–રામાયણ રચી કાઢેલાં, તે તે કાવ્યના અંતભાગથી આપણા જાણવામાં આવે છે. પરચૂરણ વિષયનાં કાવ્ય પ્રાયઃ એની પ્રાથમિક કૃતિઓ જ ગણી શકાય, કારણ કે એમ કરી એણે લોકાદર

મેળવવાની સ્વાભાવિક ઇચ્છા રાખી હોય, પ્રસિદ્ધિ મળ્યા બાદ સુપ્રસિદ્ધ મહાભારત-રામાયણનાં આખ્યાન (જેના રચનમાં શાંતિ અને સમય અનિવાર્ય જ હોય તો) રચ્યાં હોય એ કાંઇ ઓછું સંભવિત નથી. મોસાળું પણ એવું એક સામાન્ય પ્રાથમિક કાવ્ય છે, એમ એમાં સંકુચિતપણે રહેલી શક્તિથી જણાય છે. આમ પ્રેમાનંદે રચના કરી હોય તો એ પૂર્વે એક સદી ઉપર વિષ્ણુદાસે નરસિંહના જીવન-વિષયનું કાવ્ય રચી કાઢેલું. એણે કદાચ હારમાળાનો પ્રસંગ પણ કાવ્યમાં ઉતાર્યો હોય, પરંતુ કમનસીબે એની એવી કોઈ રચના ઉપલબ્ધ નહિ હોવાથી એ વિષયમાં મૌન જ સેવવું પડે છે.

## દીપા વગેરેનો પ્રવાહ

કવિ પ્રેમાનંદે સંકલિત કરેલી મનાતી હારમાળા-ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ તરફથી પ્રસિદ્ધ બૃહત્કાવ્યદોહન-ભાગ ૮ આમાં પાટણના વિશ્વનાથ જાનીને નામે અપૂર્ણ પ્રસિદ્ધ કરવામાં આવી છે. સ્વ. હીરાલાલે એ સમગ્ર કાવ્યસમૂહ સ્વતંત્ર રીતે 'નરસિંહ મહેતાનું આખ્યાન' એ નામે પ્રસિદ્ધ કર્યો છે; એની હાથપ્રત પણ સં. ૧૭૯૫ જેટલી જૂની હોવાથી વિશ્વસ્ત છે. એમાં માત્ર મોસાળું-ચરિત વિશ્વનાથે સં ૧૭૦૮ માં રચ્યું એટલો ઉલ્લેખ છે, જ્યારે બાકીનામાં આદિચરિત-હૂંડી, એમાં કોઈના નામનો ઉલ્લેખ નથી, માત્ર વિવાહચરિતમાં વલણોમાં આધારભટ્ટના નામનો ઉલ્લેખ છે. વિવાહ-ચરિત મોટા પાઠભેદ સાથે આધારભટ્ટને જ નામે બૃ. કા. દો. ૮ મા ભાગમાં પણ પ્રસિદ્ધ થયેલું છે. એ કાવ્ય મૂળ હરિદાસનું છે, જે એણે સં. ૧૭૨૫ માં રચેલું. (સ્વ. પારેખે એ ગ્રંથની પ્રસ્તાવનામાં આ વાત બતાવી છે.) એની એક પ્રત સં. ૧૭૪૪ માં નકલ કરાયેલી ગુ. વર્ના. સો. નં. ૪૮૬ માની પ્રાપ્ત છે જ. આમાંની છેલ્લી હારમાળા પ્રથમનાં બે કાવ્યોની માફક કોઈ અજ્ઞાત કવિની હોય તોપણ એ વિશ્વનાથના સમયથી જૂની તો નથી જ. એ માળાના

રચયિતાએ જૂની આખ્યાયિકા અને કેટલાક એના એ પ્રાચીન પદોનો પોતાના કાવ્યમાં છૂટથી ઉપયોગ કર્યો છે. આ વાતનો કોઈથી વિરોધ ઉઠાવી શકાય એમ નથી, કેમકે પ્રેમાનંદની યા વિશ્વનાથ જાનીની કે કોઈ અજ્ઞાત કવિની આ હારમાળા સિવાયની બીજા જ ક્રમવાળી પ્રાચીન હારમાળાની જૂનામા જૂની પ્રતો પણ—એ માંહેનાં કેટલાયે પદ એકના એક સ્વરૂપમા અથવા સહેજસાજ પાઠભેદથી—પ્રાપ્ત થાય છે સં ૧૬૭૫ની એક પ્રત ગુજ વર્ના સો ના ૧૮૯ની છે તેમા હારપ્રસંગના માત્ર પાંચ પદ અને કળશના બે પદ મળી સાત પદ જ લખેલા છે એ પદો આ છે—

૧ રાગ રામગ્રી—વિવચારથ શ પ્રીતડી, જે શ્રીરંગ રાતો
૨ „ —હારનિ કાજિ શ હઠ કરે સામલા,
૩ „ —દેવા તૂ કિસ્યા ઠાકર,
૪ —દેવા અમચી વાર કાં બધિર હોઇલા,
૫ , —હલ્યા હારનિ કાજિ કા વિનંમ વામા,
૬ „ —દામોદર દયાનિધિ, અને
૭ „ —દામોદરે પાધી દયા

આમાના પ્રથમ ૬ પ્રેમાનંદ-સંકલિત મનાતી ૮૪ પદવાળી (દીવા) પ્રતમા છે, જે અનુક્રમે ૬૬-૬૨-૬૧-૪૨-૭૬ મા છે ૭ મુ પદ એમાં નથી સં ૧૬૭૫ વાળી આ પ્રતમાનુ જે ૧ લુ પદ પ્રેમાનંદની મનાતી પ્રતમા ૬૬ મુ છે તેનો પાઠભેદ જોતા એવા અનુમાન ઉપર આવવુ થાય છે કે—પ્રેમાનંદ કે કોઈ અન્યે કાં તો એ પદમા ફેરફાર કર્યો છે અથવા એને જુદી જ જરા ફંટાયેલા પાઠવાળી કોઇ અન્ય પ્રત મળી હોય.

જૂની પ્રતનો પાઠ—(ક)

"વિવિચારા શી પ્રીતડી, જે શ્રીરંગે રાતો
ગડલિક હારનિ પરભવે, તૂ શ્રીમદિ માતો.

કામિ થયો રિ કેશવા 'પરબ્રહ્મ જ પાપી.
લોભી લિખેમીનાથ તેં પૂતના સંતાપી:
માહારિ વાહરિ ચઢે હો વીડલા નહીં તો દેહ જાશિ.
મંડલિક નારસૈંયાનિ મારશે તે કિમ રહિવાશે."

૨. પ્રેમાનંદે સ્વીકારેલો મનાતો પાઠઃ—(દીવા)

"હા રે વિચારો શું પ્રીતડી, તુ શ્રીરંગ રાતો.
મંડલિક મુઝનિ પરભવિ તું રમાં મદમાતો.
કામી થયો રે કેશવા મુને પરભવે પાપી.
લોભી થયો લક્ષ્મીવરા, તેણે ન શકયો હાર આપી રે.
વાહારે ચઢજો વિઠલા, હવાં દેહ પડશે.
નરસૈંયો કહિ નાથજી કુંવરબાઈ રવડશે."

૩. જ્યારે સ્વ. તનસુખરામભાઈવાળી (તત્રિ) સાં. ૧૭૭૩ની આસપાસ નકલ કરાયેલી જુદી જ શાખાની હારમાળામાં આ પદ ૪૮ મુ છે, જે નીચેના પાઠથી છે:

'વીભચારો શું પ્રીતડી, જો શ્રીરંગિ રાતો.
મંડલિક હારનિં પ્રભવિ તૂં રે મદમાતો.
કામિ થયો રે કેશવા, મુનિં પ્રભવિ પાપી.
લોભી થયો લક્ષ્મીવરા; પૂતના સંતાપી.
વાહારિં ચઢે રે વીડલા, નહીં તો દેહ જાશિ.
નરસિંયાનિં મંડલિક મારશિ, તે તિં કયમ ખમાશિ."

સ્વરૂપ ઉપરથી આ ત્રણે પ્રવાહ નિરનિરાળાં ઝરણાંમાંથી જન્મ્યા દેખાય છે. અહીં આપેલા આ ત્રણે ઉતારાઓમાં ૧ લી કડીમાં ૧–૪ (સાં. ૧૬૭૫ વાળી પ્રત અને તત્રિ) "તૂં રે મદમાતો–શ્રીમદમાતો" એ સિવાય સરખું છે: જ્યારે બીજી કડીમાં ૨–૩ (દીવા અને તત્રિ)–"તેણે ન શકયો હાર આપી–પૂતના સંતાપી" એ સિવાય સરખું છે. ૧–૩ (સાં. ૧૬૭૫ અને તત્રિ)માં એ કડીમાં માત્ર

બીજું ચરણ "પરપ્રગ્ન જ પાપી–મુનિ પ્રભવિ પાપી" એ જુદું છે, બાકી સરખું. ૩ છ ફરી ૧-૩ ( સાં. ૧૬૭૫ અને તત્રિ ) માં "રિદ્ધિવારિ-વમારિ"ના મુખ્ય ભેદથી એક જ છે, ત્યારે ૨ (હીવા માં) ૧લા સિવાયનાં ત્રણે ચરણ જુદી જાતનાં છે.

એમ પણ બનવા સંભવ છે કે-સાં. ૧૬૭૫ વાળી પ્રત અને સાં. ૧૭૩૩ (તત્રિ) વાળી પ્રતનો પ્રવાહ એક ઝરણમાંથી વહ્યો છે; જ્યારે કહેવાતા પ્રેમાનંદે (હીવામાં) જુદા જ ઝરણામાંથી પ્રવાહ મેળવ્યો છે. એ ( હીવા )નાં બીજાં પદોમાં સાં. ૧૭૩૩ ( તત્રિ )થી બહોળા પ્રમાણમાં જુદા પાડ છે, તે વિસ્તાર-ભયે અહીં નથી સૂચવતો; છપાયેલ પદો નીચેની પાદટીપો જોવાથી એનો ખરો ખ્યાલ આવી જશે જ.

## તત્રિનો પ્રવાહ

આમ આપણી સમક્ષ તદ્દન નિરનિરાળા બે પ્રવાહ ઉપસ્થિત થાય છે: ૧. પ્રેમાનંદે મેળવેલો મનાતો (હીવા) અને ૨. સાં. ૧૭૩૩ વાળી પ્રતનો (તત્રિ). આ પાછલી તત્રિ પ્રત ૬૬ પદે તૂટતી હોવા છતાં એવા જ બીજી નકલો સાં. ૧૭૬૨ ની (હીવાર) અને ગુજરાતી પ્રેસની એક મારી પાસે હતી (ક) તે જોતાં એમાં (એટલે તત્રિમાં) ૮૯ પદ હોવા સંભવ છે, જેમાં ૭૯ મું પદ સાં. ૧૫૧૨ની છાપ-વાળું છે. ક માં આ સાં. ની છાપવાળા પદમાં "પદ અઠોતેર નિર્મલ ગાય" એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. સંભવ છે કે સાં. ૧૭૩૩ વાળી (તત્રિ) પ્રતમાં પણ એવો જ ઉલ્લેખ હોય! પ્રત અધૂરી હોવાથી એમાંથી કશું જડતું નથી. સાં. ૧૭૬૨ વાળી (હીગાર) પ્રતનો આધાર રાખી સાં ૧૭૬૨ લગભગ સાં. ૧૫૧૨ની છાપવાળું ૭૯ મું પદ ઉમેરાયું હોય, એવી શ્રી મુનશી માન્યતા ધરાવે છે. (એમનો **નરસૈયો**-ઉપોદ્ઘાત. પૃ. ૩૯.) સાં. ૧૭૩૩ અને સાં. ૧૭૬૨ ને ઝાઝો ફેર નથી, એ જોતાં સાં. ૧૭૩૩ વાળી (તત્રિ)

પ્રતમાં આ સાં. ૧૫૧૨ની છાપવાળું ૭૯ મું પદ હોય, એવું માનવામાં મને તો કશું બાધક જણાતું નથી. આ રીતે તન્ત્રિમાં ૭૯ પદ ચાલુ અને વધારાનાં ૧૦ પદ કળશનાં ગણતાં તન્ત્રિનો એક પ્રવાહ હોવાથી અલગ આપણી સમક્ષ રજૂ થાય છે.

## હોપાર્ટ નો એક પ્રવાહ

જે પ્રતોમાં ૬૫ પદોનો ઉલ્લેખ છે, તેવી સાં. ૧૭૮૦ (હોપાર્ટ), સાં. ૧૭૯૧ (ચ) અને એક લખ્યા સાલ વગરની (ક) એમ અનુક્રમે ગુજ. વર્ના. સો. નાં. ૧૬૬, ૧૮૩, ૧૮૮ ની છે. આ પ્રતોમાં સાં. ૧૫૧૨ ની છાપવાળા પદની પહેલાં ૬૪ પદ થાય છે આમ તન્ત્રિ વાળા પ્રવાહ કરતાં આમાં ૧૪ પદ ઓછાં છે. ક પ્રતમાં "અખી માહરી કેતી'તી"–એ પદ પછી ઐ ક્ષિપ્ત ચાલુ ક્રમે છે, એટલે એમાં અહીં ૬૪ પદ થાય, તે ત્યાં ૬૬ થાય એટલો જ તફાવત.)

જે ચૌદ પદ આ છેલ્લા ક્રમમાં ઓછાં થાય છે તે પદ તન્ત્રિનાં ૩૧, ૩૯, ૪૮–૫૬, ૫૮–૬૦ છે. આમાં માત્ર ૪૮મું પદ એક જ જે સાં. ૧૬૭૫ વાળી (અ) પ્રતમાં છે તે ચોપાઇ દાવટીમાં છે. બાકીનાં ૧૩ પદ ઝુલણામાં છે. આ પદ માત્ર દ્વારવિષયક સ્તુતિનાં છે.

તન્ત્રિના ક્રમે તેમજ આ હોવા ર ના ક્રમે ૧–૩૦ પદો બધી જ પ્રતોમાં એક જ ક્રમે છે. તેમજ સંખીઓનાં પદોથી એટલે તન્ત્રિના ક્રમે ૬૨ થી ૮૧ અને હોપાર્ટ ના ક્રમે ૪૮ થી ૬૭ એ એનાં એ જ છે. વચ્ચે તન્ત્રિના ક્રમે ૩૧–૬૧ અને હોપાર્ટ ના ક્રમે ૩૧ થી ૪૭ (જેમાં તન્ત્રિનાં ૧૪ પદ નથી જ તે) એ બંનેમાં પદો ક્રમભેદે તેમજ કેટલાંએક ઊલટપાલટ પ્રાપ્ત થાય છે. આ વચ્ચેના ગાબડાને નજરમાં લેતાં આ પ્રવાહ તન્ત્રિથી એટલા પૂરતો જરા ભિન્ન દેખાય છે. આમ જોતાં હોવા, તન્ત્રિ અને હોપાર્ટ નો, આમ ત્રણ પ્રવાહ આંખ

સામે રજૂ થાય છે તેમાંનો હાવા (પ્રેમાનંદનો ગણાતો)નો પ્રવાહ નિરાળો જ છે. તજ્રિ અને હીવા૪ માં પ્રથમનાં ૩૦ પદ અને છેલ્લાં ૨૦ પદ માત્ર સમાન ક્રમે; વચ્ચેનાં ૧૫ બાદ જતાં બાકીનાં ૧૭ પદ ભિન્ન ક્રમે જાળવતા બે પ્રવાહ આપણું ધ્યાન ખેંચે છે. શ્રી. મુનશી આને નજીવો ફેરફાર માને છે (જુઓ ઉપો. પૃ ૨૦), પરંતુ મને આ નજીવો ફેરફાર નથી જણાતો, કેમકે જે ૧૪ પદ તજ્રિમાં ઉમેરાયેલાં છે તે દાખલ થયા બાદ પદોના ક્રમમાં ફેરફાર તેમજ પદ ઉલટપાલટ ગોઠવવામાં આવ્યાં છે, એ કાંઇ ઓછી મહત્ત્વની વાત નથી. હારમાળાનાં ખરાં તેમજ ઓછામાં ઓછાં પદ શોધવામાં આ વધુ મદદગાર બને એમ છે, એ વાત સાચો વિચારક કદી જતી કરે એમ નથી.

આ બે પ્રવાહોમાં એટલે કે તજ્રિ અને હીવા૪ માં કયો પ્રવાહ નવો, એ પ્રથમ નજરે પકડવું મુશ્કેલ છે, પરંતુ એ દુઃશક્ય તો નથી જ.

### ૫૦ પદની હારમાળાની સંભાવના

(૧) એક કાળે હારમાળા ૫૦ પદની હતી, એવું ગુજ. વર્ના. સો. નાં ૧૬૫ નાં છૂટક ૧૧ પદ જ છે તેમાં "પચાસ પદની માલા ગાઇ" એવા ઉલ્લેખથી સમજાય છે આમાનું છેલ્લા સાં ૧૫૧૨ ની છાયાવાળા પદની પહેલાનું "હટયા હારને કાજિ વિલખ વામા ઘણું" એ પદ ખાસ ધ્યાન ખેંચે એવું છે, આ પ્રત (હીરા૧)માં તેમજ સાં. ૧૬૭૫ વાળી (અ)માં એ પદની છેલ્લી લીટી અનુક્રમે આ છે –

[હીરા]–"કેસરે કંડયો હાર વડો કરી
પ્રેમે આરોપીઓ નરસૈ-ગ્રીવાયે"

[અ ઃ]—"કેશરિ કંઠિયી માલા વડી કરી
પ્રેમે આરોપી નારસૈંય-ગ્રીવાયે"

જ્યારે ૬૫ પદ (હીવા ૪) અને ૭૮ પદ (તજ્રિ) ધરાવતી પ્રતોમાં એ લીટી આ પ્રમાણે છે —

"કેશવા કંઠથી માલા વડી કરે.
પ્રેમિ આરોપુ નરસિંય-ગ્રીવા."

[ પદ નરસિંઓ તે પરમે ગાએ. હીવા ૪ ]
[ ગ પ્રતમાં આ પદ જ નથી. એને બદલે બીજું પદ છે, જે હારમાળામાં એ પદની નીચેની પાદટીપમાં આપવામાં આવ્યું છે.]

આ પદ હીવા૧ના ક્રમે સાં. ૧૫૧૨ની છાપવાળા પદની પૂર્વે છે; જ્યારે આ હીવા૪—તગ્નિના ક્રમે વચમાં-ક્યાંય વચમાં છે. એ પછી સંખ્યાબંધ પદ ઉમેરાઈ ગયાં છે. તગ્નિ ( સાં. ૧૭૩૩ )ના ક્રમમાં એ ૬૧મું છે; હીવા ૪ ( સાં. ૧૭૮૦ )ના ક્રમે એ ૪૧મું છે.

આ ઉપરથી એટલું સમઝી શકાય એમ છે કે-૫૦ પદવાળી હારમાળામાંથી ૬૫ પદ ( હીવા ૪ )ની અને ૭૮ પદ ( તગ્નિ )ની હારમાળા બની ત્યારે એમાં છેલ્લા પદની અંતિમ કડીનો ભાવ આખો બદલાવી **આરોપીઓ** કે **આરોપીને** સ્થળે **આરોપુ=આરોપો** (આદરાર્થે બહુવચન) એવી વાચનાના સ્વરૂપમાં મૂકવો પડ્યો.

એક આશ્ચર્ય પ્રાપ્ત થાય છે કે કે-ગુજરાતી પ્રેસમાં સાં. ૧૭૪૫ માં લખાયેલી (ગ) પ્રત છે, જેમાં બધાં મળી ૭૬ પદ છે; "બાઈ મુને હરિ ગાવાની ટેવ પડી "-એ પદ બીજા ક્રમમાં ૧ લું છે, એટલે ત્યાંથી જ હારમાળા શરૂ થાય છે; આમ છતાં ગ પ્રતમાં એ ૭ મું છે; એ પછીનાં બરોબર જ ૮-૯ એ ક્રમે. આ પ્રમાણે આ ગ પ્રતમાં "બાઈ મુને હરિ ગાવાની ટેવ પડી "-પહેલાં બીજાં ૬ પદ વધારાનાં છે. એ પાનાં નષ્ટ થઈ ચૂકેલાં હોવાથી એ વધારાનાં ૬ પદ કયાં, એ જાણી શકાતું નથી. આ ઉપરાંત એક વિશિષ્ટતા આમાં છે: આ ગ પ્રત-"નરસંઓ બોલ્યો જાણી, સુરસેના પ્રતિ વાણી"-એ એના ૨૪મે પદે ત્રૂટક છે. ("બાઈ મુને હરિ જોવાની ટેવ પડી "-ત્યાંથી એક ગણતાં આ ૧૮ મું પદ થાય, જે હીવા૪—

તન્ત્રિમા પણ ૧૮ મુ જ છે )-ફરી એ ગ પ્રત 'ભકત્ય વાહાલી નાથ ભકત્ય વાહાલી''-એ એના ૬૧ મા પદથી શરૂ થાય છે, જે હીવાજ ના ક્રમમા ૫૯ મુ છે એને ૭૧ નો ક્રમ એટલે હીવાજ ના પ્રવાહને ક્રમે ૫૫ મુ જોઈયે આમ આ સા ૧૭૪૫ વાળી (ગ) પ્રતમાં વચ્ચે ચાર પદ ઉમેરાઈ ગયા લાગે છે, તે કયાં? વચ્ચેથી પાનાં ફાટેલાં હોવાથી એ નથી જાણી શકાતું આ ગ પ્રત "દૃ આગૃ તે મુનિ મયા કરો' એ એના ૬૭ મા પછી "આત્મનિ હાર વસુદેવસુતનંદન" અને "હારને કાન્ય શ્ર મુન્ય ગ્રહે માહવા" -એ બે પદ આપે છે જે ૬૫ ના ચાલુ ક્રમવાળી (હીવાજ)મા નથી, જ્યારે ૭૮ વાળી (તન્ત્રિ)ના ક્રમમા ૫૫ મુ-૫૮ મુ છે આ બે ઉમેરાય છે એટલે એ ગ પ્રતમાં ૭૧ થાય છે આ ગ પ્રત કળશનાં બે પદ "દામોદર દયાનિધિ" અને "દામોદરે કીધી દયા"-તે છેલ્લા સાં ૧૫૧૨ ની છાપવાળા પદની પહેલા મૂકે છે, છતાં એ સાં ૧૫૧૨ ની છાપવાળા પદમા ઉલ્લેખ તો ૬૫ પદનો જ કરે છે ૬૫ વાળી (હીવાજ)ના ક્રમમાં આ બે કળશનાં પદ સાં ૧૫૧૨ ની છાપવાળા પદ પછી છે, એટલે આમ ૬૫ વાળી- (હીવાજ)મા નથી તે બે જૂનાણાના પદ બાદ જતાં પણ ગ પ્રતમા ચાર પદ ઘટે છે. સભવ છે કે-આ ચાર ઘટતા પદ **સખીઓનાં** પદ હોય! આમ ગ પ્રતનો ક્રમ કાંઈક વિશિષ્ટ પ્રકારનો છે તો આમ આપણી સમક્ષ જૂના એક પ્રવાહના ચાર ફાંટા દેખાય છે —

૧. માત્ર ૫૦ પદવાળો
૨ ૬૫ પદવાળો (ગ નો), જેમા **સખીઓનાં** પદ હોય, કે ન હોય.
૩ ૬૫ પદવાળો (હીવા જનો) જેમાં **સખીઓનાં** પદ હોય, ને એને બદલે ચાર પદ બીજા ફાંટાના ગૂમ
૪ ૭૮ પદના ઉલ્લેખવાળો (તન્ત્રિ નો), જેમાં વચ્ચે ત્રીજા ફાંટાથી ૧૪ પદ વધારે અને સાથે વચ્ચેનાં પદોમા ક્રમભેદ

૨-૩-૪ ફાંટાવાળું સ્વરૂપ આપણી સમક્ષ છે; ૧લા ફાંટાનું સ્વરૂપ નથી. એ પ્રત (હીવા ૧) માત્ર અગિયાર પદ આપે છે :—

૧. રેહે રે ભગરા કચકચ્ય કરતો;
૨. વૈરાગ પાળે;
૩. ચૌદશ જોઉં તારી વાટડી;
૪. મેહતા ધરણીધરને ઘેર; [ વચ્ચે પાનાં ત્રૂટે છે. ]
૫. માહરે તો તાહરા નામનો આશરો;
૬. દેવા તૂં કશા ઠાકોર;
૭. હારને કાજ કાં હઠ કરે;
૮. તું સદા દયાલ-દીન દામોદરા,
૯. દેવા બધિર રહે એેલા આપણ;
૧૦. હસ્યા હારને કાજિ વિલંબ;—અને
૧૧. સંવત ૧૫ બારોતરે.

આ અગિયાર પદોમાં છેલ્લાં ૬ નિશ્ચે ૫૦ પદોમાં છેલ્લાં જ છે, કેમકે ૧૦ મા પદમાં "કેશવે કંઠથી હાર વડો કરી પ્રેમે આરોપીઓ નરસૈં-શ્રીવાચે." એવો ઉલ્લેખ છે. સં. ૧૬૭૫ વાળી (અ) જૂનામાં જૂની પ્રતનો એને ટેકો છે, એટલે હવે એ પૂર્વેનાં ૪૪ પદ કે ૪૫ પદ કયાં એ જ શોધવું બાકી રહે.

આ હીવા ૧ પ્રતમાંનું "માહરે તો તાહરા નામનો આશરો"— આ પદ ૬૫ પદવાળી (હીવા૪)વાળા ત્રીજા પ્રવાહમાં નથી જ; ન વાળા બીજા પ્રવાહમાં છે કે નહિ એ વચ્ચેનાં પાનાં ફાટેલાં હોવાથી જાણવામાં નથી. ચોથા (તન્નિ વાળા) ૭૮ પદવાળા પ્રવાહમાં એ છે જ અને એના ક્રમે એ ૩૯ મું છે. ૫૦ પદવાળા (હીવા ૧) પાનામાં પ્રથમ આપેલાં ચાર પદોમાં પહેલું બધા ક્રમમાં ૩૫ મું, ૨ જું બધા ક્રમમાં ૩૦ મું, ત્રીજું બધા ક્રમે ૪૭ મું, અને ૪ થું

ત્રીજા ( હીવા ૪ના ) ક્રમે ૫૮ મુ અને ચોથા (તત્રિના) ક્રમે ૭૨ મુ છે આ બધાં પદ ૨ જા પ્રવાહ (ग)થી અસલ ક્રમમાથી ભ્રષ્ટ થઈ નવા ક્રમમાં મુકાયાં,છે, એ અહીં કોઈ પણ રીતે ભૂલવાનુ નથી. ત્યારે ૫૦ પદવાળીનો ક્રમ કયો ?

૬૫ પદવાળા ( હીવા૪ ના ) ક્રમમા ચોપાઇદાવટીનું એક અને ઝૂલણાના તેર પદ નથી, એ ૭૮ પદવાળા ( તત્રિના ) ક્રમમા આવી ગયાં છે આ પદોનુ સ્વરૂપ જોતા સમજી શકાય એવુ છે કે એ બધાય જૂનાં પદ છે, અને એ છેલ્લો ક્રમ ( તત્રિનો ) ઘડનારાએ પોતાના ક્રમને અનુકૂળ થાય તે પ્રમાણે ઉમેર્યાં છે એમાનુ "વિવચ્યાર થ પ્રીતડી "-એ સાં. ૧૬૭૫ ની પ્રત ( ञ ) જેટલુ જૂનુ છે જ, જ્યારે " માહારે તાહરા નામનો આશરો "-એ ૫ ના ( હીવા ૧ના ) ક્રમમાં છે જ. માટે એ જૂના તો ખરાં જ, ભલે ૬૫ નો ક્રમ કરનારા ( હીવા૪ પ્રતવાળા )ને એ ન મળ્યાં હોય

૬૫–૭૮ ના ક્રમમાં ૧૮ મેથી ૨૯ મા પદ સુધીના પૂર્વ-કથાનુસંધાનના પદ એ તદ્દન પાછળનો ઉમેરો છે એ પદોમા નીચેનાં કથાનક છે

પદ ૧૮ મુ–સત્તર સન્યાસી રાજા પાસે જાય છે,
,, ૧૯–૨૦ મુ–એ જાણી નરસિંહ પુત્રીને સાસરે ચાલી જવાનુ કહે છે,
,, ૨૧ મુ–માંડલિક રાણીને વાત કરે છે,
,, ૨૨ મુ–માડલિક પોતાની માતાને વાત કરે છે
" ૨૩ થી ૨૯ મુ–રાજા માડલિક કોઈ શ્રીપાત સન્યાસીને બોલાવે છે, જે નરસિંહને થયેલા પરચામાંના મામરાનો ઉલ્લેખ કરી ( વચ્ચે મામેરાના અસલ ઝૂલણાના બે પદોને પણ દાખલ કરી ) મામેરાની કથા કહે છે, અને રાજાને વારે છે[1]

---

1 'શામળિયા ! ગોપીઆ માહિ કરતો,' એ પદમા નરસિંહને પજવવાની ક્રિયાથી રાજાને વારવાનું પંડિતે કહ્યુ એનો ઉલ્લેખ આવે છે આમ પાછળની કોઈ એક બાજુની સંકલના સારો સાથ આપે છે

સ્વરૂપ જોતાં આ ૧૨ પદ કેવળ અનુસંધાનનો ખ્યાલ આપવા કોઇએ પાછળથી ઉમેર્યાં છે. ( શ્રી. મુનશીએ એ વાત ઉપોદ્‌ઘાત પૃ. ૧૧ મે આપી છે.)

(૧) આ ૧૨ પદ બાદ જતાં ૬૫ પદવાળી ( હીરા ૪ ) પ્રત આપોઆપ ૫૩ પદવાળી બની જાય છે. બેશક, એમાં ' સખીનાં ચાર પદ " વધે છે, જે ગ ના ક્રમમાં યુક્ત થાય છે કે નથી થતાં; તો " દામોદરે કીધી દયા " અને " દામોદર દયાનિધિ " કળશનાં એ બે પદ ગ માંના છેલ્લા સાં. ૧૫૧૨ ની છાપવાળા પદની પહેલા મૂકેલાં છે તે અને " આપ્યને હાર સુત વસુદેવનંદના " તેમજ " હારને કાજ્ય શું મુન્ય ગ્રહે માહવા "–એ બે હીરા૪ માં નથી, એ મળી ચાર દાખલ થતાં ૫૩ નો ક્રમ પાછો ઊભો થઇ શકે છે. આમ સાં. ૧૫૧૨ ની છાપવાળા પદની પહેલાં ૫૨ પદ આવી રહે છે; કોઈ ૨ પદ આમાં વધે છે.

આ તો એક સંભાવના છે; એ માત્ર સંભાવના જ છે. બીજો ક્રમ કયો હોવો જોઇયે એ અત્રે બતાવું એ પૂર્વે એક ખુલાસો કરી લઉં છું–કોઇને શંકા થાય કે ઉપર કાઢી નાખેલાં વધારાનાં ૧૨ પદ શા માટે ઉમેરા તરીકે માનવાં? એનો જવાબ આ છે:

૧. એ પદ બધાં જ નરસિંહની કૃતિ નથી. નરસિંહ પોતાને મોઢે પોતાના કાવ્યમાં પોતાનાં વખાણ અન્યત્ર ક્યાંય કરતો નથી. ( વચ્ચે આવતાં મામેરા-વિષયનાં ૨ પદ એનાં છે, પણ એ હારના ક્રમમાં નથી )

૨. ૧૭ મા પદમાં નરસિંહ " રે ભગવા મિં મૂક્યો ન જાય " એમ કહી, " મળ્યો નરસિંઆચો સ્વામી, " એમ કહે છે. આનો ઉત્તર મળવો જ જોઇયે; એ અઢારમા પદમાં નથી જ, એટલું જ નહિ પણ ૨૯ મા પદ સુધીમાં ક્યાંય નથી; એનો જવાબ તો છેક ૩૦ મા પદમાં છે. જવાબ આપતાં ભીમ કહે છે કે–'વૈરાગ્ય પાખિ નથી પામવો રે

ભગતવચ્છલ ભગવાન." અને નરસિંહને ભારપૂર્વક કહે છે કે-

"નથી ઢાળવું હાર સ્વામી—ભીમ ભણિ–કૃપા કરો
નાગર મવગા એહવા મળ્યા છે, તમે આંયા નવકુગમ ગણો."

આ એ જ કારણુ એ ૧૨ પદ ઉમેરો હોવામા નિયામક છે બેશક, એ માહેનાં ઝૂલણાનાં બે પદ નરસિંહની કૃતિ હોવા સંભવ છે, જે એના ખામેરામાંથી જરા શબ્દફેર ગ્યાથે અહીં ઉદ્ધૃત કરેલા લાગે છે

(૨) આમ ૧૭ પદ પહેલા અને "વૈરાગ્ય પાખિ' એ ૩૦મુ પદ-એમ ૧૮ પદ હારપ્રસંગના પૂર્વરગરૂપે સંવાદમા રજૂ થાય છે ૩૦મા પદમાની ઉપર આપેની છેલ્લી કડી ઊથલા-રૂપે છે, એટલે પૂર્વરંગનો આખો પ્રસગ અહી પૂર્ણ થાય છે એ નિર્વિવાદ છે

ઉપરની સંભાવનાનો એકદેશ તો આમ પ્રાપ્ત છે જ હવે ૫૦નો સરવાળો કરવા બાકીનાં ૩૨ પદ કયા?

આ ક્રમમા ૫૧મા ૫૦ પહેનાં (એટલે સં ૧૫૧૨ની છાપવાળ પદની પહેલા– 'હારને કાજિ કાં વિલમ વામા ઘાગૂ–" એક પદ આવવુ જ જોઇયે, બ્રકે "માહારે તો તાહરા,' 'દેવા તુ કશા ઠાકુર,' "હારને કાજે કા હ૦ કરે' 'તું સદા દયાન દીન દામોદરા," 'દેવા બધિર રહે એલા," એ પાંચ પદ પણ એ પૂર્વે હોવાં જ જોઇયે આ પાચ બાદ જતા વચ્ચેના ૨૭ પદ કયા? એ શોધી કાઢવુ જોઇયે

૫૦ના ક્રમમા "ચૌદશ જોઇ તાગી વાટડી," અને "મેહતા ધરણીધરને ઘેર" એ પદ તો છે અને એ બધા પાંચ ઝૂલણાની પહેલા જ આ રીતે ક્રમ ગોઠવો જોઇયે

પ્રથમના અઢાર પદ ઉપોદ્ઘાતરૂપે છે તે રાજસભાના નથી જ. ૭૮ પદના ક્રમવાળી તિમા 'વૈરાગ પાખિ'–પછી નવો ક્રમ શરૂ થાય છે.

ત્યાં પ્રથમ પદઃ—

"દુરિજનાં લોક કિહિ : નરસિંઓ લપટી,
વાધતી વાત રાજાઇં જાણી.
દુષ્ટને વચન મંડળિક વિહ્વલ થયુ, કિહિ :
લ્યાવો નરસિંહઆનિ આંહાં તાણી ૧
શીઘ્ર સેવક નરસિંઆનિ , લ્યાવિઓ,
કિહિ મહિપાલ : તૂંની દાસ કહીઈં. × ×"

—એ પદ ૩૧મું છે. ("વૈરાગ પાખિ"—એ ૩૦મું પદ છે. એ ન ભુલાવું જોઇયે.) એ પછી—

૨. ચોહોદિશ જોઊં તાહરી વાટડી;
૩. વિવિચારાં શું પ્રીતડી;
૪. કૃષ્ણ આળિષ્ય જગી;
૫. દયા આણિ દામોદરા;
૬. પરણીનિ પારકિ હાથ્ય;
૭. શ્રવણ–સુતો થયો;
૮. સાગરે થૂં મોહી રહ્યો;
૯. ફેરિ કરુણા કૃપાનિધિ;
૧૦. સાર કરજ્ય સામળા;
૧૧. વિશ્વવ્યાપક કહૂં;
૧૨. આપ્ય રે પુત્ર વસુદેવ;
૧૩. નંદના નંદ કાં વાર;
૧૪. પ્રથમ પ્રીત્ય માંડિ હવિ;
૧૫. ભક્તવત્સલ હરિ તું વિષ્ણુ;
૧૬. શ્રીમદમાતો શ્રીધરા;
૧૭. તુનિ ભક્ત કિમ સાંભરે;
૧૮. કો કેહેજો મહાશંકનો;

૧૯. સામળિઆ ગોપીઆં,અહિ ફરતો;
૨૦. હું આગૂં તાં સુઝનિ મયા કરુ;
૨૧. સખી આહરી તૂં કિહિતી જે;
૨૨. મેહતા ધરણીધરને ઘેર;
૨૩–૨૪–૨૫–૨૬–૨૭

૨૨મા પછીનાં પાંચ પદ ક્યાં? ઘોર અંધકારમાં ગૂમ. ૫૦ પદની આ બીજી સંભાવનામાં ૧૮+૨૭+૫+૧=૫૧ થાય છે. આ ક્રમ વધુ સુસંગત છે.

(૩) એક ત્રીજી સંભાવના તત્રિના ક્રમમાંથી ઉપલબ્ધ છે તે એવી રીતે કે–તત્રિના ૭૮ના ક્રમમાંથી પ્રથમનાં ૩૦ (૧૭+ક્ષિપ્ત ૧૨+૧) બાદ જતાં બાકી ૪૮, એમાં "દામોદર દયાનિધિ" અને "દામોદરે દયા કીધી" એ બે પદ ઉમેરતાં ૫૦ થાય અને સંવત ૧૫૧૨ની છાપવાળું ૫૧ મું. પરંતુ એમાંનાં ઘણાં પદ, જેવાં કે– "ભક્તિ વાહલી નાથ," "ભક્ત્ય નાપે નાથ"–એ વગેરે પદ ભગવાન પ્રકટ થયા પછીનાં એટલે કળશનાં જ છે તે અંદર દાખલ થઈ ગયાં છે. વળી સંવાદરૂપે જે પદો આ પાછલાં ૪૮ પદોમાં આવે છે તેમાંનાં કેટલાંક સંગત નથી. નરસિંહ સ્તુતિનું પદ બોલે અને કોઈ સંન્યાસી ઊઠીને એક પદ સંબધ વિનાનું બોલી જાય. પ્રથમનાં ૧૭ પદ જેવાં સંકલિત છે તેવાં આ પદ સંકલિત સુસંગત નથી જ; એટલે આ ત્રીજી સંભાવના મને તો કેવળ અસંભવિત જેવી લાગે છે; એટલે ઉપર જે બીજી સંભાવના આપી છે તે જ વધુ યુક્ત થાય એમ છે.

એ બીજી સંભાવનામાં ૧૭+૨૨=૩૯ પછી ૬ પદોનો ખાડો; પછી છેલ્લાં પાંચ પદ ઝૂલણાનાં દીવા ૧ મુજબનાં અને છેવટ સાં. ૧૫૧૨ની છાપવાળું પદ; એમ ૫૦+૧=૫૧ થાય છે. આમાંનાં ખૂટતાં પદ ક્યાં હોવાં જોઈયે? સાં. ૧૭૪૫ વાળી ग પ્રતમાં ચાર

પદ હીવા૪ના ક્રમ કરતાં વધારે છે તે કયાં એ જો કે વચ્ચે પાનાં ફાટેલાં હોવાથી નથી કળી શકાતું, છતાં સખીઓનાં પદ તરીકે પ્રસિદ્ધ એવાં ચાર પદ હોઈ શકે. એનું સ્થાન "સામળિઆ, ગોપીઆં માંહે ફરતો"—એ પદ પછી છે. આ ચાર ત્યાં બેસાડિયે તો હવે માત્ર ૨ પદ ખૂટે છે.

આ રીતે આપણી સમક્ષ હીવા૧ પ્રતિએ અંતિમ પદમાં ૫૦ પદનો ઉલ્લેખ કર્યો છે તે ૫૦ પદોનો મેળ લગભગ મેળવી શકાય છે.

## હારમાળાની આવૃત્તિઓ

આ બધી વસ્તુને પ્રામાણિક દૃષ્ટિએ નીરખતાં ૧. ૫૦ પદનો ક્રમ, ૨. ૬૫ પદનો ગ ક્રમ, ૩. ૬૫ પદનો હીવા૪નો ક્રમ અને ૪. ૭૮ પદનો તત્રિનો ક્રમ—આ ક્રમે હારમાળાની આવૃત્તિઓ થતી આવી છે. ૨જો અને ૩જો. ક્રમ થોડા જ ફેર સાથે એક જ જાતનો હોય એમ કલ્પના થાય. ગ પ્રત માં. ૧૭૪૫ જેટલી જૂની છે. એમાં પાઠાંતર બહુ જ વિચિત્ર જાતનાં છે એ હીવા૪ની સાથે મુદ્દલે મેળ ખાતાં નથી; એટલે એને એક સ્વતંત્ર ક્રમ તરીકે ગણવી ઉચિત ધારી છે. સાં. ૧૭૩૩ (તત્રિ) સાં. ૧૭૪૫ (ગ) પ્રત કરતાં નકલ થયાને હિસાબે જૂની ગણાય. ક્રમસ્વરૂપ જોતાં નવી છે. એ જોતાં ગ પ્રતનો ક્રમ તત્રિ કરતાં જૂનો અને જુદો છે. હીવા૪ પણ આ રીતે તાત્ર કરતાં પ્રાચીન છે. આ જોતાં તત્રિનું સ્વરૂપ સાં. ૧૭૩૩ની આસપાસ કોઈએ બાંધ્યું એ પૂર્વે ઘણા દાયકા પૂર્વે ગ અને હીવા૪નાં સ્વરૂપ બંધાયાં હોવાં જોઈયે. હીવા૧ની લખાવટ પ્રાચીન ન હોવા છતાં એ ૫૦ પદનો ઉલ્લેખ કરે છે, માટે એ કોઈ પુરાણા પ્રવાહને અર્પનારી છે, ભલે એની પાછળથી નકલ કરાયેલી હોય. આમ ૫૦નો ક્રમ સાં. ૧૭૩૩ના (એટલે તત્રિના) ક્રમ કરતાં ઘણો જ પ્રાચીન હોવો જોઈયે, એમ માનવામાં કશો બાધ મને તો નથી લાગતો.

સા. ૧૫૧૨ની છાપવાળુ ૫૬ સા. ૧૭૮૨ વાળી હોવા ૨ માં પહેલવહેલુ મળે છે તો સં ૧૭૩૩ (લખ્યા) વાળી પ્રતમાં હોય તો, એમાં કશુયે આશ્ચર્ય નથી, કેમકે ૫૦ પદવાળો પ્રવાહ–જે જૂનો અતિ જૂનો છે તેમાં અંતિમ ૫૬ તરીકે આ ૧૫૧૨ની છાપવાળા આ પદની પ્રાપ્તિ છે જ

કોઇને શકા થાય કે નવી જેવી લાગતી આ અધૂરી નકલમા સવતની છાપનુ પદ મળે તેને પ્રાચીન કેમ ગણુવુ ખુલાસો એ છે કે ભાડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ–પૂના તરફથી મહાભારતની જે સાર્વદેશિક આવૃત્તિ તૈયાર થઈ પ્રસિદ્ધ થાય છે તેમા જે કાશ્મીરી શારદાપ્રતોનો ઉપયોગ લેવામાં આવ્યો છે તે બહુ જૂની ન હોવા છતા એના સ્વરૂપાદિ ઉપરથી, એ પ્રાચીનમા પ્રાચીન પાઠોને સાચવી રાખતી હોવાથી તેમજ પાછળથી થયેલા અનેકાનેક ઉમેરાઓનો મોટો ભાગ એમાં ન હોવાથી એઓને પ્રામાણિક ગણવામાં આવી છે. એ જ રીતે આ હોવા૨ ને પ્રામાણિક ગણવામા હું બાધ જોતો નથી એની સાથે એના સ્વરૂપને અર્વાચીન ગણવાને આપણી પાસે કોઇ કારણો મોજૂદ નથી, ઊલટુ એનો ક્રમ પ્રાચીનમા પ્રાચીન છે એવુ એનું સ્વરૂપ જ કહે છે

આ રીતે આ ૫૦નો ક્રમ તત્ત્વ કરતા ઘણો જ જૂનો છે, એમ સ્પષ્ટતયા સમઝી શકાય એવુ છે કેટલો જૂનો?

કવિ વિષ્ણુદાસે મોસાળુ રચ્યુ છે એ ઉપરથી એમ માનવા કારણ રહે છે કે મહેતાના જીવનના ચમત્કારિક પ્રસંગ લોકોમા સારી રીતે જાણીતા હતા, સોરઠમાંથી ખભાત સુધી પહોચી ગયેલા હતા. વિષ્ણુદાસનો સમય નક્કી છે એણે પોતાની કાવ્યપ્રવૃત્તિ આ ૧૬૩૪ લગભગ ચાલુ કરી છે ખુદ નરસિંહનુ મામેરુ એના પ્રિય ૭૯ ઝૂલણામાં રચાયેલું તો છે જ એ એણે સાભળ્યુ હોય, અથવા દતકથાથી વસ્તુપ્રાપ્તિ થઈ હોય, ગમે તે રીતે વિક્રમની સત્તરમી સદીની પહેલી પચીશી સુધીમા નરસિંહ મારાજે ગુજરાતમા એક

ઉત્તમ ભક્ત તરીકેની ખ્યાતિ મેળવવાને સમર્થ થયેલો જ અને એમ હોય તો જ ખંભાતના વિષ્ણુદાસ જેવાને એવા ઉત્તમ ભક્તના ચમત્કારિક પ્રસંગોનો પરિચય આપવાનું દિલ થયું હોય. મામેરાની જેમ હારના પ્રસંગની કથા પણ શા માટે જાણીતી ન હોઈ શકે?

એક વાત બતાવવી આવશ્યક જણાય છેઃ વિષ્ણુદાસે આપેલા મામેરાનો પ્રસંગ કવિ પ્રેમાનંદે કેટલેક ઠેકાણે એનાં જ પદો-વાક્યો –કડીઓ ઉઠાવી અતિ વિસ્તૃત અને રસિક ભાષામાં આપ્યો છે. કવિ પ્રેમાનંદે એ જ રીતે સં ૧૭૩૪ માં હારનો પ્રસંગ પણ જૂની આખ્યાયિકાઓને આધારે આપ્યો મનાય છે. એને કવિ વિષ્ણુદાસનો સ્વતંત્ર આધાર કેમ મળ્યો ન હોય? બેશક, કવિ વિષ્ણુદાસનું એવું કોઈ હાર-વિષયક કાવ્ય નથી મળતું, એટલે કવિ પ્રેમાનંદને એનો પણ આધાર છે કે નહિ એ નક્કી નથી થઈ શકતું; છતાં એટલું તો ચોક્કસ કે એને જૂનાં ઘણાં પદ મળેલાં, જે એણે એના કહેવાતા હારપ્રસંગમાં દાખલ કર્યાં છે.

જુદા જુદા પ્રવાહ ઉપર બતાવાઈ ગયા છે. વિશ્વનાથ જાનીનો ગણો કે કવિ પ્રેમાનંદનો ગણો કે કોઇ અજ્ઞાતનો ગણો, એ હીપા પ્રવાહ તદ્દન નિરાળો છે જ. બીજા ત્રણ પ્રવાહોનું મૂળ ૫૦ પદવાળા પ્રવાહમાં છે. એ ૫૦ પદની ત્રણ સંભાવના ઉપર આપવામાં આવી છે. પહેલાં સત્તર અને "વૈરાગ પાખિ" એ પદ પૂર્વરંગ તરીકે આ ૫૦ વાળા પ્રવાહમાં પણ છે. આમાંની ૧લી સંભાવનામાં પૂર્વરંગના સંવાદની જેમ "વૈરાગ પાખિ" પછીનાં પદોમાં પણ સંવાદ આવે છે. સંવાદ અસંગત લાગે છે; તેથી શંકા ઉત્પન્ન થાય છે. એને માટે બીજી સંભાવના ઉપર આપવામાં આવી છે. એમાં "વૈરાગ પાખિ" પછીનાં પદ સુસંગત છે. સભા બહારનાં પૂર્વરંગમાંનાં સંવાદનાં પદ નરસિંહની પ્રૌઢિને હાનિ પહોંચાડનારાં છે. શ્રી. મુનશી નરસૈંયો-ભક્ત હરિનોના ઉપોદ્ઘાતનાં ૪૫-૪૬ પૃષ્ઠ ઉપર આ મતને અધીન થઈ હારમાળાને નરસિંહની કૃતિ તરીકે સ્વીકારવા ના પાડે છે. હું પણ

એ વાતને ટેકો આપતાં માત્ર એનાં પૂર્વરંગનાં સંવાદનાં પદોને નરસિંહની કૃતિ તરીકે સ્વીકારવા તૈયાર નથી. ૧લી સંભાવનાવાળાં ૫૦ પદની હારમાળાનાં "વૈરાગ પાખિ" પછીનાં પદમાં જે સંવાદ છે તેમાં સામા પક્ષનો સંન્યાસી કે કોઈ જે પદ ગાય છે તેનો નરસિંહ સીધો જવાબ દેતો જ નથી; પ્રભુની સ્તુતિરૂપે-આજીજીરૂપે -અર્ધ ચિત્તથી પદો ગાય છે. આ જોતાં ત્યાંનાં સામા પક્ષનાં પદ ઉપરથી ઘૂસેલાં સ્પષ્ટ જણાય છે; એ બધાં સામા પક્ષનાં પદ જતાં કરવામાં હું કશી હાનિ નથી જોતો. એથી જ બીજી સંભાવનામાં સ્વીકારેલાં પદોનું પ્રાતિષ્ઠ્ય તરી આવે છે. એ પદો નરસિંહની કૃતિ હોય, એમાં બહુ ઓછી શંકા રહે છે.

નરસિંહે પોતાના જીવનના પ્રસંગ સ્વતંત્ર કાવ્યોના સ્વરૂપમાં આપ્યા છે એ વાતમાં તો કોઈ વિમત જણાતું નથી. શામળદાસનો વિવાહ એવું એક કાવ્ય છે. શ્રી. મુનશી પણ (પૃ. ૫૬ ઉપર) શામળદાસના વિવાહમાં કવિનું સરળ-હૃદયીપણું સ્વીકારે જ છે. જે પદ્ધતિએ આ વિવાહનું કાવ્ય રચાયેલું પ્રાપ્ત છે જ તે જ પદ્ધતિએ હૂંડીનું કાવ્ય પ્રાપ્ત છે સ્વ. હીરાલાલ પારેખે પ્રથમ વાર જ એ તા. ૪-૧૧-૧૯૨૩ના ગુજરાતી-દીપોત્સવાંકમાં પ્રસિદ્ધ કરેલું છે. કવિએ શામળશા નામનો શેઠ (પરમાત્માનુ જ નામ) ધારેલો, તેનો ઉલ્લેખ શા૦-વિવાહમાં પદ ૧૭મામા આવે છે:—

"શેઠ મમ શામળો સરવથી છે ભલો; રાખ વિશ્વાસ તે દેશિ આણી:
નરસિંહો નાગરો રંક છે બાપડો, કરશિ સંભાલ પોતાનુ જાણી."

હૂંડીના ૩ જા પદમા એ જ શામળ શેઠના નામનો ઉલ્લેખ છે —

"સ્વસ્તિ શ્રીમત સુભગ [પુરી] દ્વારામતી, રાય રણછોડજી કરું પ્રણામ.
સાગર બેટમાં ઠેક મધ્યે વસો, શામલા શેઠ પરસિદ્ધ નામ."

શામળદાસના વિવાહના કાવ્યની જેમ જ હૂંડીનું કાવ્ય પણ સાદું અને સુશ્લિષ્ટ મુખ્યત્વે ઝૂલણામાં છે, જે બંનેના એકકર્તૃત્વને

આપવા પર્યાપ્ત છે. મામેરું પણ ગુજરાતી પ્રેસના સં. ૧૯૮૬ના કાર્તિકી પંચાંગમાં છપાયેલું છે. ત્યાં પ્રસિદ્ધ થયેલા મામેરાને નરસિંહનું કર્તૃત્વ ન હોય એવું કાંઈ જણાતું નથી. ફરી શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈએ પ્રેમાનંદના "કુંવરબાઈનું મામેરું" સાથે એ છપાવ્યું છે.

શામળ૦ના વિ૦માં પ્રભુ પધાર્યા એ ચમત્કારનો ઉલ્લેખ છે, રોજ જાતના ચમત્કારનો ઉલ્લેખ હુંડી ને મામેરામાં છે. કાવ્ય મુખ્યત્વે ઝૂલણાઓમાં જ છે. આ કાવ્યોમાં અને બીજાં અનેકોનાં જ કાવ્યોમાં અંતિમ કડીમાં તૃતીય પુરુષ તરીકે નરસિંહનો ઉલ્લેખ ઘણી વાર આવે છે. એ પ્રયોગથી એ કોઈ અન્યનીજ કૃતિ છે એમ માનવાં કારણ નથી, કેમકે એ રીતે માનતાં આખું ગીતગોવિંદ અન્યની જ કૃતિ ઠરે. જયદેવે સર્વત્ર પોતાને માટે તૃતીય પુરુષનો જ પ્રયોગ કર્યો છે.

આ રીતે જેમાં [1]ચમત્કારનું વર્ણન છે તેવાં ત્રણ કાવ્ય એક જ ધાટીનાં નરસિંહે રચ્યાં હોય એમ માનવામાં આપણે સંકોચ ન જ કરવો જોઇયે.

વિવાહ હુંડી અને મામેરું એ ચમત્કારયુક્ત ત્રણ પ્રસંગો જેવો હારનો પ્રસંગ છે. નરસિંહે વિવાહનો પ્રસંગ પડે લખ્યો જ છે એ સહુ કોઈ સ્વીકારે છે, તો પછી બીજા આ પ્રસંગ એણે કાવ્યમાં શા માટે ઉતાર્યા ન હોય? વિવાહ હુંડી અને મામેરું (અપૂર્ણ) પ્રાચ છે જ; એ એનાં જ છે, એ એની લાઘવયુક્ત પદ્ધતિથી જણાય છે. આ ત્રણે કાવ્યોમાં ધાલમેલ થયેલી લાગતી નથી; જ્યારે આ ચોથા હારપ્રસંગમાં એ પ્રસંગની મોહકતાને અંગે કે ગમે તે અન્ય કારણે સં ૧૬૦૦ થી જ પુષ્કળ ઉમેરા, એક નહિ-બે નહિ પણ અનેક પ્રવાહમાં થયા છે. નરસિંહનાં સ્તુતિનાં વાક્યોને

---

૧. મામેરું પૂર્ણનો ઉલ્લેખ શામળદાસના વિવાહમાં ૫૬ મા ૩૮ મી કડીમાં છ:— "તેનુ મામેરૂ પૂર્યું લક્ષ્મીનાથે"

સમગ્ર કથાનક (Plot)ના રૂપમા યોજવા સુધીના પણ સારા પ્રયત્ન થયા છે, જેમાનો વિશ્વનાથ જાનીનો કહેવાતો કે કવિ પ્રેમાનદને નામે ચડતો કોઈ અજ્ઞાત કવિનો ૮૪ પદોવાળો હારપ્રસગ સારામા સારો પ્રયત્ન છે

બીજી સભાવનામા બતાવેલા ક્રમના પૂર્વરગના પહેલા ૧૮+૩૭ મુ એમ ૧૮ પદ બાદ કરતાં પછીના પદ નરસિંહનાં જ હોવામા કુ કશો બાધ નથી જોતો એમાં નરસિંહ-કૃતિત્વ તરી આવે છે

## હારસમેનાં પદોની સ્થિતિ

આ ઉપરથી એક અનુમાન ઉપર આવી શકાય એમ છે કે, નરસિંહે વિવાહ હુડી અને મામેરાના ચમત્કારયુક્ત કાવ્યોની જેમ જ હારસમેનાં પદ બનાવ્યા હોય અને એ સ્વતત્ર કાવ્યમાના સૌ દર્યને લીધે પછીના કવિઓએ એના જ સુપ્રસિદ્ધ પદોને જાળવી નવે નવે ક્રમે હારપ્રસગ ગોઠવ્યો હોય

સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ હારમાળાના સપાદનમા વાપરેલી પ્રથમની બે પ્રતોમા હારસમેના પદોનો આરભ આપતુ એક પદ છે, જે નરસિંહ મહેતા-કૃત કાવ્યસગ્રહ ( ગુ પ્રિ. પ્રે )માની હારમાળામા પણ ( ૩ જુ ) છે એ પદ એના સ્વરૂપ ઉપરથી જૂનુ દેખાય છે એ પદ હારસમેના પદોનો આરભ સ્પષ્ટપણે સૂચવે છે એ પદ અહી ઉતારુ છુ —

"પ્રણામ પરબ્રહ્મ પુરુષોત્તમને, દાસની વિનતી હૃદે ધરજો,
આજ સમો પ્રભુ(મારે) આવી અડિયો, ચર્ણ શર્ણ સભાળ કરજો
મગળ મુનિજન મન મોહિની મહિમા અપાર કો નવ જાણે,
રવિ શશિ ઇન્દ્ર ને ઈશ અજ અનુસરે, નિગમ નારદ શારદ વખાણે
સત સર્વસ ધન તુ શામળા તારે સત તે પ્રાણ તોલે,
જળચર જળ વિના કેમ કરે જીવન, પરસ્પરે પ્રીત તો વેદ બોલે
અબરીષ ભક્તની ભક્તિ જાણી (કરી), રૂષિ પર ચક્ર પાડવ્યુ ક્રોધઆણી,

શાપ તે આપ લીધો શીર સંતને, પ્રીતની રીત શ્રીમુખ વખાણી.
માટે સુને મન આનંદ અતિ માધવ, ચરણ પ્રતાપ પદ અમે પામ્યો.
સિંહને સંગ જંબુક કેમ શોભવે, નરસંઇયો ભવોભવ દુઃખ વામ્યો.
હરિ! લોક કે'છે જે નરસંઇયો લંપટી, વાધતી વાત રાજાએ જાણી;
સેવક તેડવા મોકલ્યા મંડળિકે, રાખિયે બિરદ મારંગપાણી.
જ્યારે કપટ નથી રે કરુણાનિધિ, તો રાખજો લાજ સ્વામી મારી;
સુંદરી સહિત હું ગાન કરૂં સદા, પૂર્ણ પતિવ્રત પરપ્રલ તારી,
સોરઠ સર્વ જોવા મળ્યું મુજને, નગર લોક પાખંડ બોલે;
કીર્તન નવ ચૂકું રે કમળાપતિ, મેરૂ સહિત મહિ શેષ ડોલે.
વાજે વીણા રસ ઝુલરી ઝાલરી, ઘુઘરી થાય ઝણકાર બોલે;
નરસંઇયાના સ્વામી નિર્ઘટ દાતા મદા,શામળા સમોવડ નાવે તોલે!!"

આ પદની "હરિ! લોક કે' છે જે નરસંઇયો લંપટી" ત્યાંથી ચાર કડીના ભાવનું પ્રાચીન પદ તત્રિ (સં. ૧૭૩૩)માં પ્રાપ્ત થાય છે:—(જુઓ, મુદ્રિત પદ ૩૧ મું:—)

"દુરિજનાં લોક કહિ, નરસિંઓ લંપટી,
વાધની વાત રાજાઈ જાણી.
દુષ્ટને વચન મંડળિક વિહ્વલ થયુ, કિહિ,
લ્યાવો નરસિંઆનિં આંહાં તાણી. ૧
શીઘ્ર સેવક નરસિંઆનિં લ્યાવિયા;
કિહિ મહિપાલ: તૂનિ દાસ કહીઈ.
તાહરી પ્રીત્ય દામોદરશું બ્યહૃ,
માગી લિ હાર જ્યમ અહમ્યો લહીઈ. ૨
તે માટિ, ત્રિકમા! હું વીનતી કરું;
પાળશો બ્યરુદ તો કાજ થાશિ.
અણિ નરસિંયો, તૂં ભક્તવચ્છલ સદા;
હઠ કરશો તો પ્રાણ જ જાશિ" ૩

(હોવામાં પણ પાઠભેદથી છે.)

આ પદ ૬૫ પદવાળા પ્રવાહમાં નથી, છતાં એ જૂનું માનિતું છે જ. એવાં જ :—

૨. માહરી તાહરા નામનો આશરો.
૩. વિચારાં શી પ્રીતડી.
૪. કુણ આગિળ્ય જઈ વીનવું, વીઠલા !
૫. દયા આણિ, દામોદરા ! શીઘ્ર સેવક તણી
૬. પરણીનિ પારકી હાથ્ય શું ભાળવાં ?
૭. શ્રવણ–સુતો થયો, સામળા શ્રીહરિ !
૮. મોગરે શું મોહી રહ્યો, મોહના !
૯. કેરિ કરુણા, કૃપાનિધિ તૂં, કેશવા !
૧૦. સાર કરય, સામળા ! મેહલ્ય મન આંભળાં;
૧૧. વિશ્વવ્યાપક ! કરૂં, વીઠલા ! વીનતી.
૧૨. આપ્ય રે હાર સુત વસુદેવ–નંદના.
૧૩. નંદના નંદ ! કાં વાર લાગિ ઘણી ?
૧૪. પ્રથમ પ્રીત્ય માંડી હવિ શુ રહ્યા સાભળી ?

આ ૧૪ પદ તિત્રિ (સં ૧૭૩૩) જેટલાં જૂનાં છે. એ મહિનું "વિચારાં શી પ્રીતડી" જ (સં ૧૬૭૫) જેટલું જૂનુ છે.

આ પદ ૬૫ પદના ક્રમમાં ન હોવા છતાં જૂનાં છે, અને તેથી જ ત્રિના ક્રમમાં સ્વીકૃત છે. "સારય કર સામળા" અને "આપ્યને હાર સુત"—એ ગ પ્રતના ૬૫ પદવાળા ક્રમમાં છે જ.

આમ જૂનાં પદ કોઈ અને કોઈ રીતે પ્રાસ થતાં ગયાં તેમ સચવાઈ રહ્યાં છે. આ ૧૪ માંના "માહરિ તાહરા", "કુણ આગિળ્ય જઈ," "વિશ્વવ્યાપક કરૂં," "નંદના નંદ," અને "પ્રથમ પ્રીત્ય માંડી" એ પાંચ પ્રેમાનંદના કહેવાતા ૮૪ પદવાળા હોવા પ્રવાહમાં નથી; બાકીનાં ૯ પદ છે જ

"દુરિજનાં લોક કિહિ"—એ પદ ઉપર આપેલા "પ્રણામ પરિચય"ના "હરિ! લોક કહે છે" ત્યાંથી ચાર કડીઓના ભાવથી એકરૂપ છે. આ જોતાં એ પૂર્વેની પાંચ કડી પણ એટલી જ જૂની હોવા સંભવ છે. આમ સ્વીકારવામાં આવે તો આ પદ હારસમેનાં પદોના ઉપક્રમનું પદ બને છે. આ રીતે આદિ પદ પ્રાપ્ત કરી શકાય છે.

૫૦ ની સંભાવનામાં આવતા પૂર્વરંગમાનું 'એક અવનીધરા! દેવ દામોદરા!' એ પદ ભીમના ગોદામાં મુકાયેલું છે. આ પદ દીવામાં જરા પાઠભેદથી નરસિંહ બોલતો હોય તેવું છે. એ પદ સ્વરૂપ ઉપરથી દામોદરના પરમ ભક્ત નરસિંહની કૃતિ જેવું છે. આ રીતે જોતાં નીચે પ્રમાણે પદો ચૂંટી કાઢતાં પ્રચલિત હારમાળાઓમાંથી કોઈ પણ સમયે અસ્તિત્વ ધરાવતાં હારસમેનાં પદ તરી આવે છે, જેમાંનું દરેકે દરેક પદ નરસિંહની સુપ્રસિદ્ધ કૃતિ થવાને નિર્વિવાદ રીતે લાયક છે:—

હારસમેનાં પદ

| પદ | પ્રથમ ચરણ | રાગ | તાલ |
|---|---|---|---|
| ૧. | પરણુમ્ પ્રેમિં પરબ્રહ્મ પુરુષોત્તમનિં, | રામગ્રી | જિત |
| ૨. | હે હરિ! લોક કિહિ, 'નરસિંઆ લંપટી,' | ,, | ,, |
| ૩. | તૂં દયાશીલ, હૂં દીન દામોદરા! | ,, | ,, |
| ૪. | માહરે તાહરા નામનો આશરો, | ,, | એકતાલી |
| ૫. | કવણુ ઠાકુરને વીનવું, વિઠ્ઠલા! | ,, | જિત |
| ૬. | દયા આણિ, દામોદરા! શીઘ્ર સેવક તણી | ,, | ,, |
| ૭. | એક અવનીધરા! દેવ દામોદરા | ,, | ,, |
| ૮. | ભક્તવત્સલ ઇશ તૂં, વિષ્ણુ! કાહવાં સદા, | ,, | ,, |
| ૯. | તૂં કિશા ઠાકુરા? હૂં કશા સેવકા? | ,, | ઝંપટ |
| ૧૦. | દેવા! હમચી વાર કાં બધિર હોઇવા? | ,, | ,, |
| ૧૧ | પરણીનિં પારકે હાથ્ય શુ ભાળવાં? | ,, | ,, |

| પદ | પ્રથમચરણ | રાગ | તાલ |
|---|---|---|---|
| ૧૨. | શ્રવણ–સૂનો થયો, સામળા શ્રીહરિ! | રામગ્રી | જિત |
| ૧૩. | મોગરે શું રિ મોહી રહ્યો, મોહના? | ,, | ,, |
| ૧૪. | કેરિ કરુણા, ક્રિપાનિધિ, તૂં કેશવા! | ,, | ,, |
| ૧૫. | સાર કરય, સામળા! મેહલ્ય મન—આંમળાં | ,, | ,, |
| ૧૬. | વિશ્વવ્યાપક! કરૂં, વીઠલા! વીનતી | ,, | ,, |
| ૧૭. | હારને કાજિં શું હઠ કરી, સામળા! | ,, | ,, |
| ૧૮. | આવ્ય રે હાર, સુત નંદ– વસુદેવના! | ,, | ,, |
| ૧૯. | નંદના નંદ! કાં વાર લાગે ઘણી? | ,, | ,, |
| ૨૦. | પ્રથમ પ્રીત્ય ગાંઠ્ય હવિ શું રહ્યો સાંભળી? | ,, | ,, |
| *૨૧. | રોકય રહી રાધિકા; રંગ જામ્યો ઘણો, | ,, | ,, |
| ૨૨ | જાગ્યનાં, જાદવા! રાત્ય થોડી રહી | ,, | ,, |
| ૨૩. | હારને કાજિં શું વિલંબ વામાં ઘણું? | ,, | ,, |
| *૨૪. | 'ધન્ય તૂં, ધન્ય તૂં,' એમ કિહિ શ્રીહરિ; | ,, | ,, |
| ૨૫ | ભક્તિ વાહલી, નાથ! ભક્તિ વાહલી, દેવા! | કેદારો | ,, |
| ૨૬. | ભક્ત્ય નાપે નાથ, ભક્ત્ય નાપે, વલી, | ,, | ,, |
| ૨૭. | સંચારચા ભય નિકટ નાવે [સુખે] | ,, | ,, |
| ૨૮. | અવતારચરિત રખિ કવણને આપતો | ,, | ,, |
| *૨૯. | હરખિ હરિ ઓચરે; નરસિંગો ચિત્ત ધરે પટપંચમ | | ,, |

આમાંનાં "રોકય રહી રાધિકા," "જાગ્યનાં જાદવા," અને "ધન્ય તૂં ધન્ય તૂ" એ ત્રણ માત્ર હીપામાં જ છે. "હરખિ હરિ ઓચરે" એ પદ કાવ્યદોહનમાંથી લીધું છે. ર૧. કાંટાવાળાએ પણ ત્યાંથી જ લઈ તેમની હારમાળામાં દાખલ કર્યું છે. આ પદ હારસમેના પ્રસંગની છાતિથી આપતું લાગે છે.

* આ ચાર પદ પૂર્ણ આ અહીં નથી આપનો; આ આખો ક્રમ મારા તરફથી "બુદ્ધિપ્રકાશ" પુ ૮૪ અંક ૫, પૃ. ૩૧૧-૩૩૫ માં છપાયેલો છે, અને આ નવી આવૃત્તિમાં "હારસમેન પદ" નથાળે પૃ. ૩ થી ૩૨ માં આપ્યો છે.

## હારસમેનાં પદોના સ્વતંત્ર કાવ્યની શક્યતાને પુષ્ટિ

વિવાહ હૂંડી અને મામેરાની માફક હારસમેનાં પણ સ્વતંત્ર પદ હોવાની સંભાવના મેં ઉપર કરી છે તેમાં પ્રથમ પદ તરીકે જે પદને સ્વીકારવામાં આવ્યું છે તે જ પદથી શરૂ થતો સ્વતંત્ર ક્રમ સ્વતંત્ર કાવ્યના સ્વરૂપમાં હોવો જોઇયે એવું, હાલ એક હાથપ્રત પ્રાપ્ત થઇ છે એ ઉપરથી, જાણવામાં આવે છે. ગુજ. વર્ના સો.ના હસ્ત પુ. સંગ્રહમાંની નં. ૭૮૦ ન પ્રતમાં હુારસમેની સ્તુતિનાં માત્ર નીચેનાં ૭ પદ (જેમાં છેલ્લું ૬ ઠ્ઠું પદ તૂટે છે અને આગળ પર પાનાં ફાટી જવાથી નષ્ટ થઈ ગયા છે, તે) પ્રાપ્ત થાય છે:—

૧. પ્રણામ પ્રણામ શ્રીપરીબ્રહ્મજી;
૨. હરિ લોક કહે જે લંપટ નારસૈહીઓ;
૩. સદા તૂં દયાશીલ હૂં દીન દામોદર;
૪. હરિ, માહરિ તો તાહરા નામનો આસરો;
૫. કોણ આગલે જઈ વીનવૂં વીઠલા
૬. દયા આણ દામોદર શીઘ્ર સેવક તણી (અપૂર્ણ).

ઉપર મેં કલ્પેલા ક્રમમાં આ પદો છે. મેં તો માત્ર અટકળે પદક્રમ યોજેલો છે, એ દષ્ટિએ કે એવો કોઇ ક્રમ હોઈ શકે, અને મોટા આશ્ચર્ય વચ્ચે એ પ્રાપ્ત થાય છે કે ૭ પદ આ ક્રમમાં મળે છે. આ અપૂર્ણ પ્રત જો પૂર્ણ સ્વરૂપમાં પ્રાપ્ત થઇ હોત તો અવશ્ય હુારસમેનાં પદોનું સ્વતંત્ર કાવ્ય મેળવવાનુ ભાગ્ય મળ્યું હોત. અત્યારે તો આ પ્રાપ્ત થયેલાં પદોથી, સ્વતંત્ર ક્રમવાળાં હુારસમેનાં પદોના અસ્તિત્વની સંભાવનાને પુષ્ટિ મળી છે; અને અવશ્ય એની બીજી પ્રતો ક્યાંક અને ક્યાંકથી મળી આવશે, એ વખતે વધારાનાં પદોનો ક્રમ પણ મેળવી શકાશે. ઉપરની પ્રત પણ માહરિ વગેરે જૂના શબ્દ પ્રયોગો જોતાં વિક્રમના સત્તરમા શતકની હોવી સંભવિત છે

આ રીતે હારસમેનાં પદ એક કાવ્યના રૂપમાં ગોઠવી શકાય છે. આવું જ કોઈ કાવ્ય **પ્રથમ નરસિંહે** રચ્યું હોવું જોઈએ. એનાં પદ લોકમાં સારી રીતે પ્રચલિત થઈ ગયાં હોવાં જોઈએ. કવિ વિશ્વનાથ જાનીએ કે કવિ પ્રેમાનંદે કે કોઈ અજ્ઞાત કવિએ એ જ અવશેષો સંકલિત કરી **હારપ્રસંગ** બહલાવ્યો હોવો જોઈએ. આ હીરાના અંતભાગમાં એક પદમાં સંવત્ ૧૫૧૨ વાળી ૧ કડી પ્રાપ્ત થાય છે; એટલે સં ૧૭૩૪ આસપાસમાં આ કડી પ્રચલિત હતી જ; હીરા સિવાયના પ્રવાહોમા ૫૦-૬૫ (ગ)-૬૫ (હીરા૪-બ) વાળામાં છે જ. ૫૦ પદવાળા પ્રવાહમાં આ હોવાથી એ પદ જ જૂનું હોવા સંભવ છે. નરસિંહે ઉપર બતાવ્યાં તેટલાં કે તેથી વધુ પદ પ્રથમ સભામાં ગાયાં હશે. એ ઉપરથી પછીથી કોઈએ ઉતારી લીધેલાં પદો ઉપરથી ૫૦ પદોની મેકલના કરી હોવી જોઈયે. આ નવા પ્રવાહોમાં પૂર્વરંગના પદ ૧૭+૩૦ મુ ("વૈરાગ પાખિ" સહિત) ૧૮ સામાન્ય જ છે અને ૩૦ માગાં ઊથલો છે, આમ પૂર્વરંગ પૂર્ણ થાય છે. આ પૂર્વરંગની સંકલના નરસિંહની ન હોય એ સંભવિત છે. આ સમાધાન જો સ્વીકારવામાં આવે તો પૂર્વરંગનાં ઔદ્ધત્યભરેલાં પદોથી "હારપ્રસંગ નરસિંહે કદાપિ ગાયો નથી" એમ કોઈએ કહેવુ પડે છે એ કદાપિ ન જ કહેવું પડે.

ઉપર માત્ર ૨૯ પદ જ આપ્યાં છે. એ ઉપરાંત પણ એનાં પદ હોવાં જોઈયે, પણ એ કયાં અને કયાં એ નક્કી કરવુ અને ગોધવું મુશ્કેલીભરેલું છે.

નરસિંહનાં હોઈ શકે તેવાં બીજાં ૨૮ પદ ગુજરાતી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલ "નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહ"માંથી મેં ચૂંટેલાં છે તે આ નીચે આપું છું:—

| પદ | પ્રથમ ચરણ | રાગ |
|---|---|---|
| ૧. | ગોપાલજી ! તુમચી ભક્તિ પાખે તુને, | સિંધૂડો |
| ૨. | સાર કરજ્ય, સાર કરજ્ય, શામલા ! માહરી | ,, |

## હારસમેનાં પદોના સ્વતંત્ર કાવ્યની શક્યતાને પુષ્ટિ

વિવાહ હૂંડી અને મામેરાની માફક હારસમેનાં પણ સ્વતંત્ર પદ હોવાની સંભાવના મેં ઉપર કરી છે તેમાં પ્રથમ પદ તરીકે જે પદને સ્વીકારવામાં આવ્યું છે તેજ પદથી શરૂ થતો સ્વતંત્ર ક્રમ સ્વતંત્ર કાવ્યના સ્વરૂપમાં હોવો જોઇયે એવું, હાલ એક હાથપ્રત પ્રાપ્ત થઇ છે એ ઉપરથી, જાણવામાં આવે છે. ગુજ. વર્ના સો.ના હસ્ત પુ. સંગ્રહમાંની નાં. ૭૮૦ બ પ્રતમાં હારસમેની સ્તુતિનાં માત્ર નીચેનાં ૭ પદ (જેમાં છેલ્લું ૬ ઠ્ઠું પદ તૂટે છે અને આગળ પદ પાનાં ફાટી જવાથી નષ્ટ થઈ ગયાં છે, તે) પ્રાપ્ત થાય છે.—

૧. પ્રણામ પ્રણામ શ્રીપરીબ્રહ્મજી;
૨. હરિ લોક કહે જે લંપટ નારસૈહીઓ;
૩. સદા તૂં દયાશીલ હૂં દીન દામોદર;
૪. હરિ, માહરિ તો તાહરા નામનો આશરો;
૫. કોણ આગલે જઈ વીનવૂં વીઠલા
૬. દયા આણ દામોદર શીઘ્ર સેવક તણી (અપૂર્ણ).

ઉપર મેં કલ્પેલા ક્રમમાં આ પદો છે. મેં તો માત્ર અટકળે પદક્રમ યોજેલો છે, એ દૃષ્ટિએ કે એવો કોઇ ક્રમ હોઈ શકે; અને મોટા આશ્ચર્ય વચ્ચે એ પ્રાપ્ત થાય છે કે ૭ પદ આ ક્રમમાં મળે છે. આ અપૂર્ણ પ્રત જો પૂર્ણ સ્વરૂપમાં પ્રાપ્ત થઇ હોત તો અવશ્ય હારસમેનાં પદોનું સ્વતંત્ર કાવ્ય મેળવવાનું ભાગ્ય મળ્યું હોત. અત્યારે તો આ પ્રાપ્ત થયેલાં પદોથી, સ્વતંત્ર ક્રમવાળાં હારસમેનાં પદોના અસ્તિત્વની સંભાવનાને પુષ્ટિ મળી છે; અને અવશ્ય એની બીજી પ્રતો ક્યાંક અને ક્યાંકથી મળી આવશે, એ વખતે વધારાનાં પદોનો ક્રમ પણ મેળવી શકાશે. ઉપરની પ્રત પણ માહરિ વગેરે જૂના શબ્દ પ્રયોગો જોતાં વિક્રમના સત્તરમા શતકની હોવી સંભવિત છે.

આ રીતે હારસમેનાં પદ એક કાવ્યના રૂપમાં ગોઠવી શકાય છે. આવુ જ કોઈ કાવ્ય પ્રથમ નરસિંહે રચ્યું હોવું જોઈએ. એનાં પદ લોકમાં સારી રીતે પ્રચલિત થઈ ગયાં હોવાં જોઈએ. કવિ વિશ્વનાથ જાનીએ કે કવિ પ્રેમાનંદે કે કોઈ અજ્ઞાત કવિએ એ જ અવશેષો સંકલિત કરી હારપ્રસંગ બહલાવ્યો હોવો જોઈએ. આ કૃતિના અંતભાગમાં એક પદમાં સંવત્ ૧૫૧૨ વાળી ૧ કડી પ્રાપ્ત થાય છે; એટલે સં ૧૭૩૪ આસપાસમાં આ કડી પ્રચલિત હતી જ; હોવા સિવાયના પ્રવાહોમાં ૫૦-૬૫ (ગ)-૬૫ (હીરા૪-થ) વાળામાં છે જ. ૫૦ પદવાળા પ્રવાહમાં આ હોવાથી એ પદ જ જૂનું હોવા સંભવ છે. નરસિંહે ઉપર બતાવ્યાં તેટલાં કે તેથી વધુ પદ પ્રથમ સભામાં ગાયાં હશે. એ ઉપરથી પછીથી કોઈએ ઉતારી લીધેલાં પદો ઉપરથી ૫૦ પદોની સંકલના કરી હોવી જોઈએ. આ નવા પ્રવાહોમાં પૂર્વરંગના પદ ૧૭+૩૦ મુ ("વૈરાગ પાખિ" સહિત) ૧૮ સામાન્ય જ છે અને ૩૦ મામાં શિથિલો છે, આમ પૂર્વરંગ પૂર્ણ થાય છે. આ પૂર્વરંગની સંકલના નરસિંહની ન હોય એ સંભવિત છે. 'આ સમાધાન જો સ્વીકારવામાં આવે તો પૂર્વરંગનાં ઔદ્ધત્યભરેલાં પદોથી "હારપ્રસંગ નરસિંહે કદાપિ ગાયો નથી" એમ કોઈએ કહેવુ પડે છે એ કદાપિ ન જ કહેવું પડે.

ઉપર માત્ર ૨૯ પદ જ આપ્યાં છે. એ ઉપરાંત પણ એનાં પદ હોવાં જોઈએ, પણ એ ક્યાં અને ક્યાં એ નક્કી કરવુ અને શોધવું મુશ્કેલીભરેલુ છે.

નરસિંહનાં હોઈ શકે તેવાં બીજા ૨૮ પદ ગુજરાતી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલ "નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહ"માંથી મેં ચૂંટેલાં છે તે આ નીચે આપુ છું:—

| પદ | પ્રથમ ચરણ | રાગ |
|---|---|---|
| ૧. | ગોપાલજી ! તુમચી ભક્તિ પાખે હુનેં, | સિંધૂડો |
| ૨. | સાર કરજ, સાર કરજ, શામળા ! માહરી | ,, |

૭. આપ્યનાં હાર, વસુદેવ-સુત વિઠ્ઠલા ! "
૪. ઊડચનાં, શામલા ! મૂકય મન આંબલાં, "
૫. જેહ તુઝ ચરણ-શરણનિ અનુસરે, દેવા ! "
૬. કૃષ્ણ કિરપાલ કરુણાનિધિ કેશવા ! "
૭. કાજ પડયું, કેશવા ! વલવલું, વિઠ્ઠલા ! "
૮. દીનબન્ધુ, તમ્યો, હરિ ! દરિદ્રમોચનો. "
૯. સ્વાર્થભૂત ન તમ્યો હોવ, રે ભૂધરા ! "
૧૦. પુષ્પથી સાર અનેક છે, શામલા ! "
૧૧. ઘણૂંઇ વરાંસિઓ આજ હું વિઠ્ઠલા ! "
૧૨. પ્રીત્યની રીત્ય ત્રૈલોક્યમાં. સાર છે "
૧૩. પ્રીત્ય-ગોષ્ઠી કરી, તે શું ન સાંભરી ? "
૧૪. હાર હવે ધરચો; દાસ કાં વીસરચો ! "
૧૫. નિરદે સદા હરિ તેં દયા નવ્ય ધરી "
૧૬. ઊઠ્ય, રે અટપટા ! બોલ્ય ને લટપટા ! "
૧૭. ખોલ્યનાં શામળા ! આવડા આમળા ? "
૧૮. ડગમગે, કાહ્ન ! તુઝ મન ચોદશ ભમે, "
૧૯. ટેવ તુઝને સદા—'દીન પ્રતિપાલવા ' "
૨૦. ભાળ્ય તૂં, ભાળ્ય તૂં, સંમુખે, શામલા ! "
૨૧. જગતપતિ જાદવા ! જોઇ શું રે રહ્યો ! "
૨૨. આપ્યનાં હાર, કપટી ! રે તૂ, કાનુડા ! "
૨૩. માળ, મધસૂદના ! આજ વાહલી થઇ. "
૨૪. હાર હયા ત્રિચ્યે શું રે રાખી રહ્યો ? "
૨૫ સાર કરય, સાર કરય માહરી, શામલા ! "
૨૬. ગરીબનિવાજ તુંને કૂણ મેહે શામળા ! "
૨૭ હું રે જાચક, તૂં 'દાતાર,' દામોદરા ! "
૨૮. વાત વિચારતાં પ્રાત થાશે રખે ! કેદારો

આ પદોમાં બધાં જ નરસિંહનાં છે કે નહિ એ કોઈ જૂની હાથપ્રતને અભાવે કહેવું મુશ્કેલ છે. માત્ર અહીં તો હારમાળાના આ પ્રસિદ્ધ થતા કાવ્યની વાત બતાવતાં પ્રસંગોપાત્ત આટલું સૂચવવું યોગ્ય ધાર્યું છે.

## ગ્રંથસંજ્ઞા

હારમાળાના આ કાવ્યની જે જે પ્રતો મળે છે તેમાં કાવ્યનું નામ કવચિત્ મળે છે, કવચિત્ નથી મળતું; એ ઉપરથી આ કાવ્યનું મૂળ નામ શું હશે એ જાણવામાં મોટી મુશ્કેલી ઊભી થાય છે. અતિ મહત્ત્વની **ત્રિ પ્રત ॥ હારમાલા મિતા નરસિંની ॥** એ રીતે હારમાલા એવું નામ આપે છે. "પચાશ પદની માલા ગાઈ," "પાંસઠ પદની માલા ગાઈ" એ જુદી જુદી પ્રતોના પાઠોમાં પણ માલા શબ્દની અનન્યતા છે. એટલે જ્યારથી અમુક પદક્રમ નક્કી થયો ત્યારથી તો અવશ્ય આ કાવ્યનું નામ હારમાલા જ પ્રચલિત થઈ ચૂક્યું હોવું જોઈએ; પરંતુ હારસંવાદનાં પદ, હારસમેનાં પદ એ બે નામ પણ કવચિત્ કવચિત્ પ્રાપ્ત થાય છે. આમાંનું પ્રથમ નામ તો હારમાલા નામની સાથે જ પ્રચારમાં આવ્યુ હોવાની પૂરી સંભાવના છે, કેમકે માળાનો પદક્રમ નક્કી કરવામાં આવ્યો ત્યારથી જ સંવાદની સંભાવના ઊઠે છે. માળાનાં પદ સંકલિત થયા પૂર્વે મૂળ સ્તુતિનાં જ પદ પ્રચારમાં હતાં એવી જે એક રચના હશે તેનું નામ તો સંભવ છે કે હારસમેનાં પદ જ હોય. કૃષ્ણજન્મ-સમેનાં પદ વ્યવહૃત છે, એટલે કદાચ નરસિંહના સમયમાં પ્રથમ એ જ નામ વ્યવહારમાં આવ્યું હોય તો એ કંઈ ઓછુ સંભવિત નથી. આ કાવ્યનું નામ હારમાલા સં. ૧૭૩૩ જેટલુ જૂનું છે કદાચ આ માળાનું નામ હારપદમાલા હોય એ પણ સંભવિત છે. અમુક પદની માળા ગાઈ એવો જે સામાન્ય ઉલ્લેખ છે તેથી આ અનુમાન ઉપર આવી શકાય છે.

## 'હારમાળા' કાવ્યનો સાર

હારમાળામાં નરસિંહને અન્ય સંન્યાસીઓ સાથે સંવાદ થયો હોય એવી રીતે પદોની રચના પ્રાપ્ત થાય છે. પ્રથમનાં સત્તર પદોમાં સંવાદ દેખાય છે, પરંતુ એ કયે સ્થળે, એ વાત પદોમાંથી સ્પષ્ટ થતી નથી. ૩૨ મા પદથી સંવાદાત્મક સ્વરૂપ છે, એ તો સ્પષ્ટ રીતે રા' માંડલિકના દરબારમાં દેખાય છે; એ પણ ૧૮ મેથી ૨૯ મા સુધીનાં પદ વચ્ચે આવી કથાનો ઉપક્રમ કરી આપે છે, તેથી. એ પદો કદાચ વચ્ચે હોય, તોપણ ૩૧ મા પદમાં ઉપક્રમ સ્પષ્ટ છે. આ ૩૧ મા પદમાં પ્રસંગસૂચન પ્રાપ્ત થાય છે તે એ રીતે કેઃ—

દુર્જન લોકો ભક્ત નરસિંહની જે નિંદા કરતાં હતાં તે કર્ણોપકર્ણ રાજાના જાણવામાં આવી. દુષ્ટોએ રાજાના કાન અનેક રીતે ભંભેર્યા નરસિંહ ચમત્કારિક પુરુષ છે અને એને કેટલાએક પરચા થયા છે એવી વાત શહેરમાં પ્રચલિત હતી. નરસિંહનો દ્વેષ કરનારાઓ આ બધી વાતોને જૂઠી માનવા-મનાવવાનો પ્રયત્ન કરતા હતા, બલ્કે જૂઠી જ કહેતા હતા. ભગવદ્‌ભક્તો તરફ પ્રેમ-વાળાં સાત્ત્વિક જનો નરસિંહને ચહાતાં હોય, એને સંમાનતાં હોય, એ વાત દ્વેષીઓને આકરી થઈ પડી હોય, એ માટે પણ એમણે નરસિંહ વિરુદ્ધ ફરિયાદ રાજદરબારમાં પહોંચાડી હોય, એ કાંઈ અશક્ય નથી લાગતું. રાજાએ નરસિંહને રાજદરબારમાં બોલાવ્યો અને વિવેકપુરઃસર એને એના પ્રભુ તરફથી પરચો બતાવવાનો હુકમ કર્યો. રાજાએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે–તને દામોદર સાથે બહુ પ્રેમ છે, માટે અમે જોઈએ અને ભગવાન દામોદર તને આ સભામાં હાર પહેરાવી જાય; આવાં દર્શન કરવાની અમારી ઇચ્છા છે. આ રીતે કથાનો ઉપક્રમ છે.

આ હકીકત પહેલાં ૧ થી ૧૭ પદોમાં મુખ્યત્વે ભીમ સંન્યાસી અને નરસિંહ વચ્ચે સંવાદ થયેલો દેખાય છે. સંભવ છે કે આ

સ્વાદ ગાજાની કચેરીની બહાર જ કોઈ દેવાલયમા યા મઠમાં થયો મનાયો હોય નરસિંહને સતત પ્રભુસ્મરણ અને પ્રભુભજન કરવાની ટેવ છે, જેમીના ઉપર એને અપરિમેય પ્રીતિ છે. એનાં સર્વ કામ એ સાધે છે **ભીમ** નરસિંહના આ જાતના વાત અને વર્તન તરફ શકાતી નજરેથી જુએ છે નરસિંહનું વર્તન એને અયોગ્ય લાગે છે એનો તો એક જ સિદ્ધાન્ત છે કે જ્ઞાન અને વૈરાગ્યના પથથી જ માણસ સિદ્ધ થઈ શકે ત્યાં હાજર રહેલા સન્યાસીઓમાં **ભીમ** વડો હોય એવું દેખાય છે નરસિંહ તો એનો જવાબ ન આપતા પ્રભુએ એને જે જે મદદો કરી હતી તે તે ભણી જાય છે શ્રીગોપેશ્વરજીની કૃપાથી રાસદર્શનની વાત જ્યારે નરસિંહ કરે છે ત્યારે **ભીમ** એ રાસવસ્તુ તરફ અણગમો બતાવતો નથી, પણ એ લીલાઓ તરફ આપણે ધ્યાન દેવાની જરૂર નથી, એ વાત મુખ્યત્વે સમજાવી સન્યાસધર્મ અંગીકાર કરવાનો ઉપદેશ કરે છે **ભીમ** રામભક્ત છે, એટલે રામનામનું સ્મરણ કરવાનું કહે છે નરસિંહ એના પ્રત્યુત્તરમા કૃષ્ણજી તરફની અનન્યતા બતાવે છે નરસિંહ રામ શબ્દ તરફ અણગમો બતાવે છે, કારણ કે રામચન્દ્રજી મુક્તિદાતા છે એવી મુક્તિની ભક્તને જરાયે જરૂર નથી, એને તો પ્રભુની નિત્ય લીલાના દર્શન એ જ ઇષ્ટ છે **ભીમ** જવાબમા માત્ર શ્રીરામચન્દ્રજીની સ્તુતિ કરી જાય છે **ભીમ** રામભક્ત છે, એ તરફ નરસિંહ પોતાનો અણગમો ન બતાવતા જેનું મન જેમા લાગ્યું હોય તેને એ ભજે એવો ખુલાસો કરે છે **ભીમ** એમ છતાં રામ અને કૃષ્ણની અનન્યતા માને જ છે, અને દામોદર પ્રભુની નામથી અનન્યસ્વરૂપે સ્તુતિ બોલી જાય છે એ જ રીતે નરસિંહ ઓળખાવે પ્રભુની સ્તુતિ બોલી જાય છે, ત્યાર **ભીમ** આગ્રહપૂર્વક રામનામ લેવાનું કહે છે અને કૃષ્ણ સાથે અનન્યતા જુએ છે કૃષ્ણનું ભજન મોક્ષપર્યવસાયી છે, એ એનો સિદ્ધાન્ત છે નરસિંહનો એવો સિદ્ધાન્ત છે કે પ્રભુને શરણે ગએલા જીવોનો એ ગમે તેવો હોય તોય પ્રભુ ઉદ્ધાર કરે છે, બમ્

અનન્ય ભાવે કૃષ્ણભજન થવું જોઇયે. નરસિંહને પોતાના હૃદયમાં પ્રભુ બિરાજે છે એવી ખાતરી છે; ભીમને આ વાત ગળે ઊતરતી નથી. નરસિંહ જેવા સામાન્ય માનવી—જેણે કોઈ પણ જાતનાં વ્રત-તપ કર્યાં નથી તે—માં પ્રભુ વસતા હોય, એ એને અસંભવિત લાગે છે. એટલે નરસિંહને એની ખોટી હઠ મૂકવાનો ઉપદેશ આપે છે. નરસિંહ પોતાનો સજ્જડ આગ્રહ બતાવે છે અને શૃંગાર ગાવાની જ વાત પ્રસ્તુત કરે છે: પ્રભુની લીલાઓનો આસ્વાદ સામાન્ય માનવી ન લઇ શકે, માત્ર જેના ઉપર પ્રભુની કૃપા હોય તેવો ભક્ત જ લઇ શકે. નરસિંહ જ્યારે એમ કહે છે કે હું રસને જાણું છું, ત્યારે નરસિંહાશ્રમ નામનો સંન્યાસી પોતે કરેલાં અનેક વ્રત-તપ-તીર્થ-નો ઉલ્લેખ કરે છે અને એમ છતાં મને પ્રભુ મળ્યા નથી તો પછી આ ચાર સ્ત્રીઓને સાથે રાખી રખડનારા તને પ્રભુદર્શન ક્યાંથી, એવું કહે છે. નરસિંહ તો આગ્રહપૂર્વક એને પણ છબીલાનું ભજન કરવાનું કહે છે, અને વધારામાં તુળસીની માળા ધરી વૈષ્ણવ થવાનો ઉપદેશ આપે છે. મુકુંદાશ્રમ નામના સંન્યાસીથી આ વાત ખમી જાતી નથી. એ તો વળી આગળ વધી એમ કહેવા જાય છે કે બ્રાહ્મણથી આ તિલક-માળા-છાપાં ધારી શકાય જ નહિ કે સુંદર-સ્યામ પ્રભુનું ભજન થઇ શકે જ નહિ. જવાબમાં નરસિંહ સર્વ બ્રહ્મ-શિવાદિ દેવોના ઉપાસ્ય પ્રભુ શ્રીરાધારમણ કૃષ્ણચંદ્રને હું કોઇ પણ રીતે મૂકી ન શકું, એમ કહેતો પ્રભુની લીલાનો સાક્ષાત્કાર અનુભવે છે; અને આ રીતે પ્રાથમિક સંવાદ પૂરો થાય છે.

એ બહારની સભામાં હાજર રહેલા સત્તર સંન્યાસીઓએ નરસિંહને કોઈ પણ રીતે નમાવવાનો પ્રયત્ન કરવાનું નક્કી કર્યું હતું. એ માટે કચેરીમાં જઇ નરસિંહની વાતથી રાજાને વાકેફ કર્યો. રાજાએ માતાને પૂછવાનું નક્કી કર્યું. નરસિંહે પણ આ વાત સાંભળી. એણે ચારે સ્ત્રીઓને બોલાવી, એઓને સાસરે જવા કહ્યું. સુરસેનાએ પ્રભુ પર અનન્ય ભાવ રાખવાનું નરસિંહને સૂચવ્યું.

નરસિંહે આગ્રહ મૂકયો અને પ્રભુભજનમા મસ્ત થયો રાજાએ નરસિંહના વિષયમાં રાણીની સલાહ લેવા ધારી. એણે જઇ રાણીને કહ્યું : નરસિંહ નાગર આપણા શહેરમાં એના મામાને ત્યાં રહે છે અને એના ઢોગ ધુતારાવેડાથી મામાને લજ્જી રહ્યો છે; માટે કંત્રાયણનો હાર મગાવી રાખિયે અને દામોદર ભગવાન એને એ હાર પહેરાવે તો નરસિંહ સાચો, આવી જાતનો તાકડો હું ચ્યવા માગું છુ. રાણીએ સખ્ત વિરોધ લીધો અને સૂચવ્યુ કે આ કામ કરવા જેવું નથી; ત્યારે રાજા માતા પાસે ગયો ને સંન્યાસીઓ મારી વાંસે લાગી નરસિંહની પરીક્ષા લેવડાવવાને પ્રેરી રહ્યા છે, એવુ કહ્યું માતાએ પણ આ વાતનો સખત વિરોધ લીધો અને નરસિંહ સારો છે એની ખાતરી કરવા શ્રીપાત નામના પોતાના પંડિતને બોલાવી મગાવ્યો. શ્રીપાતે રાજાને ઠપકો આપી રોકવા પ્રયત્ન કર્યો અને મામેરાનો પ્રસગ વિસ્તારથી વર્ણવી બતાવ્યો રાજાનુ દિલ પીગળ્યુ રાજાએ નરસિંહને બોલાવવા સેવક મોકલેલો, તેને પાછો બોલાવી લીધો

આટલો ભાગ કથાનો મેળ મેળવવા ઉમેરાયેલો લાગે છે સવાદ પૂર્ણ થાય છે, ત્યાં નરસિંહ પ્રભુ મળવાની વાત કરે છે, એનો જવાબ વચ્ચેના આ પ્રસગ પછી છેક ભીમ અહી આપે છે એ વૈરાગ્યનુ સમર્થન કરે છે, અને એક આખો પ્રસગ અહીં પૂર્ણ થાય છે રાજસભામાં[1] નરસિંહનુ રાજાના નોકરેના તેડવા જવાથી આવવાનુ અને નવેસરથી સવાદ થવાનુ ઉપન્ના પ્રસગો પછી ,

૧. આ ૭૮ પદવાળા ક્રમની પૂર્વેનો જે ૬૫ પદવાળો ક્રમ છે તેમા રાજપ્રસગના ઉલ્લેખવાળું આ પદ નથી એવા બીજા ૧૩ પદ પણ નથી. ૧૮ મેથી ૨૯ મા પદ સુધીના પદ ઉપરથી માત્ર સભાવના કરી શકાય કે માત્ર આ પ્રસગ-સંવાદ રાજસભામા થતો હોનો જોઇયે, પરતુ હવે પછીના 'મડલિક હારનિ ચિંતિપિરિ પરભવે', એ ઉપરથી આ પ્રસગ રાજસભામા છૂટ્યું છે એવું માની શકાય.

શરૂ થાય છે. રાજસભામાં આવ્યા પછી, રાજા નરસિંહને પ્રભુ પાસેથી હાર માગી લેવાનું કહે છે.

નરસિંહ એક એક પદથી સ્તુતિ આરંભે છે. વચ્ચે દરેક પદ પછી ભીમ એની વાત છોડી દેવાનો ઉપદેશ આપ્યા કરે છે. આ બંનેનો સંવાદ ચાલતો દેખાય છે, ત્યાં વચ્ચે રામાનંદ કૂદી પડે છે અને ગળચી ઝાલી નરસિંહને બહાર કાઢી મૂકવાની દરખાસ્ત મૂકે છે. નરસિંહની તો ભજનધૂન ચાલુ જ છે. ત્યાં ભીમ સંન્યાસીઓના શાપનો ઉલ્લેખ કરે છે. અહીં નરસિંહ ભીમને સીધો જવાબ દેતો લાગે છે અને કહે છે કે મને શાપ લાગે એમ નથી. અગાઉ અનેક ભક્તોને બીજાઓ તરફથી પજવણી થઇ, પણ એઓને કશું થયું નથી. આમ આખી રાત્રિ પૂરી થવા આવે છે ત્યારે મુકુંદ સરસ્વતી નામનો સંન્યાસી પોતાનાં વ્રત-તપનો ઉલ્લેખ કરી નરસિંહને બાળી ભસ્મ કરી દેવાની ધમકી આપે છે. નરસિંહ સ્તુતિ ચાલુ રાખે છે. ત્યાં ભીમ એને હારના મિથ્યા પ્રયત્નને મૂકી દેવાની સલાહ આપી કાં તો વૈરાગ્ય પાળ, કે નાશી જા, એવી સલાહ આપે છે. 'અહીં હજાર બ્રાહ્મણો અને એક હજાર સંન્યાસીઓ સભામાં હાજર છે, તે અમે બધા તને સમઝાવિયે છિયે પણ તું સમઝતો નથી.' બધનિા વાર્યો વળતો નથી ત્યારે નરસિંહને કાપી નાખવાને માટે રાજા હાથમાં તલવાર લઈ ખડો થઈ જાય છે. નરસિંહ ધારાબદ્ધ વિનવણીના અનેક પદોથી પ્રભુની સ્તુતિ કરે છે. વચ્ચે નરસિંહની ચાર સખીઓ પણ પ્રભુસ્તુતિ કરે છે. સ્ત્રીઓની સ્તુતિ પછી રમાનંદ નામનો વૈષ્ણવ સંન્યાસી તટસ્થ રીતે વૈષ્ણવોની નિંદા ન કરવાનો પ્રસ્તાવ મૂકે છે. નરસિંહને તો ખાતરી જ છે કે પ્રભુ હાર આપશે જ, અને સ્તુતિ ચાલુ રાખે છે. પ્રભુ સભામાં આવી પહોંચે છે, એ વાતની જાણ માત્ર સુરસેનાને થાય છે. પ્રભુ ત્યાં નરસિંહે કેદારો ધરણીધરને ઘેર તળાજામાં ઘરેણે મૂક્યો છે એવી યાદ આપે છે. પ્રભુ કેદારાથી જ માત્ર પ્રસન્ન થાય છે, એ

વાતની જાણ કરે છે. નરસિંહ તો અનન્યતાથી સ્તુતિ ચાલુ રાખે છે. ત્યાં પ્રભુ જ નરસિંહનું રૂપ ધારણ કરી ધરણીધરને ત્યાંથી કેદારો છોડાવી લાવે છે. પ્રભુનાં દર્શન કરી નરસિંહ કેદારો ગાય છે અને કૃતાર્થતા અનુભવે છે. પ્રભુ દાતણ કરવાની વેળાએ નરસિંહના કંઠમાં હાર આરોપે છે; સર્વે લોકો આશ્ચર્યમુગ્ધ થઈ જાય છે; રાજાનાં હાંજાં ગગડી જાય છે. આ પ્રસંગે શમાનંદ રાજાને મ્લેચ્છ થઈ જવાનો શાપ આપે છે; સુરસેના એમ કરતાં વારે છે. રાજા આવી નરસિંહને પગે પડે છે; ભીમ અને પ્રધાનની અવળી ચડામણીથી કરેલી ભૂલનો પશ્ચાત્તાપ જાહેર કરે છે. નરસિંહ ખુલાસો કરે છે કે 'તારો દોષ નથી; તારી માતાનો દોષ છે; જા જઈ પૂછ.' રાજા માતા પાસે જઈ ખુલાસો પૂછે છે. માતા રાજાની ઉત્પત્તિ યવનની દષ્ટિથી થઈ હોવાનો એકરાર કરે છે. પ્રસંગ આમ પૂર્ણ થાય છે.

## પ્રસંગનો વિસંવાદ

આરંભનાં પદ જે સંવાદ આપે છે તે ક્યાં ગયો એ એ પદો ઉપરથી કાંઇ નિશ્ચિત નથી થતું; અને આ સં ૧૭૩૩ વાળી ત્રીજી વાચના સુધી એ જ દશામાં છે, પરંતુ પ્રેમાનંદના કે વિશ્વનાથ જાનીના કહેવાતા હારમસંગની સંકલના જ્યારે કરવામાં આવી ત્યારે એ વિસંવાદને સુધારી લેવાનો યત્ન કરવામાં આવ્યો છે અને તેથી પદક્રમ વગેરેમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે, નવા પદ ઉમેરવામાં આવ્યાં છે.

## ધાર્મિક વાદવિવાદો

ધર્મશાસ્ત્ર-વિષયક ચર્ચા કરાવવાનો શોખ રાજાઓને પ્રાચીન કાળથી હોવાનું ઇતિહાસ કહે છે. પંડિતો રાજ્યાશ્રયથી નભતા હતા. બૌદ્ધો અને જૈનોને રાજ્યાશ્રય હતો, પછી વેદધર્મીઓને રાજ્યાશ્રય હતો એ વાત પણ સુપ્રસિદ્ધ છે. માત્ર ધર્મવિષયક ચર્ચાઓ જ

રાજાઓ સંમુખ થતી, એટલું જ નહિ પણ સાહિત્યવિષયક ચર્ચાઓ પણ રાજાઓ પોતા સમક્ષ કરાવી વિજેતાઓને મોટાં મોટાં પારિતોષિક આપતા. વિક્રમ, શિલાદિત્ય, હર્ષ, ભોજ અને દક્ષિણના વિજયનગરનો કૃષ્ણદેવ, આના રાજ્યકાળના આવા પ્રસંગ સાધનો મારફત પ્રાપ્ત થાય છે. એટલે રાંમાંડલિકના સમયમાં આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થયો હોય, એમાં ખાસ કોઈ પ્રકારનું આશ્ચર્ય નહિ લાગે. સાં. ૧૫૦૭ માં માંડલિક અમારી–ઘોષણા પ્રવર્તાવે છે, એ વાત શિલાકૃષ્ટ છે. ( એ શિલાલેખનો ગુજ. ભાગ નીચે નરસિંહની ભાષા વિશેની ચર્ચા કરતી વેળા ઉદ્ધૃત કરવામાં આવ્યો છે જ. ) એટલે રાજાઓ ખાસ એક જ ધર્મમાં પક્ષપાત બતાવી રહેતા હોય, એમ લાગતું નથી. એની સભામાં જે સમર્થ પંડિત હોય અને રાજા ઉપર સારી છાપ પાડી શક્યો હોય તેના તરફ એ વિશ્વાસની દૃષ્ટિથી જુએ. એ જ રીતે સંન્યાસીઓ જોરમાં આવતાં રાજા ઉપર અસર કરનારા નીવડ્યા હોય તો એ કાંઇ આશ્ચર્યોત્પાદક વાત નથી જ.

### વાદનું મૂળ

નરસિંહ દામોદરનો ખરો ભક્ત અને ભજનમસ્ત હતો; એના જીવનમાં કેટલાક ચમત્કાર થયાની વાત પણ લોકોની જાણમાં હતી; વળી એની સાથે ભજન કરવામાં સ્ત્રીઓ પણ ભાગ લેતી; આ વાત વિઘ્નસંતોષીઓને કે નરસિંહના તેજનો દ્વેષ કરનારાઓને ન રુચી હોય તો એ સ્વાભાવિક છે; એટલે આવો ચર્ચાત્મક કોઈ પ્રસંગ બન્યો હોય એની ઓછી સંભાવના નથી. માંડલિકની રાણી અને માતા તેમજ શ્રીપાત નરસિંહનો પક્ષપાત કરતાં જણાય છે અને તેથી એઓ વૈષ્ણવ ધર્મનાં હોય અથવા વૈષ્ણવો તરફ પ્રેમવાળાં હોય, એ સ્વાભાવિક છે. સભામાં રામાનંદ સંન્યાસીનો ઉલ્લેખ છે તે વૈષ્ણવ જણાય છે, કેમકે વૈષ્ણવોની નિંદાને એ ધિક્કારે છે. ભીમ પણ રામનામનો જ પક્ષપાતી છે. આ સંન્યાસીઓ કયા પ્રકારના છે, એ આથી સમજવું જરા મુશ્કેલ છે. દશનામી ગોસાંઈ

સન્યાસીઓ નિરંજન નિરાકાર સચ્ચિદાનંદ સ્વરૂપના ઉપાસક હોય છે, જ્યારે અહીંના સન્યાસીઓ ખાસ એવા પ્રકારના દેખાતા નથી ભીમ સરળ છે અને રામ-કૃષ્ણ મહાદેવને અનન્યતાથી જોવાનુ કહે છે. હારમાળા ઉપરથી સન્યાસીઓનુ સ્વરૂપ આમ નક્કી કરી શકાતુ નથી, અને આ ચર્ચા શૈવ-વૈષ્ણવ દ્વેષમૂલક હોય એવુ પણ દેખાતુ નથી. આ ઉપરથી ઉપસ્થિત થયેલી ચર્ચા માત્ર નરસિંહની પરીક્ષા પૂરતી જ હોય એમ માની શકાય

## રામાનંદ

રામાનંદનો આ ચર્ચામા ઉલ્લેખ આવે છે, એની છાપવાળાં બે પદ પ્રાપ્ત થાય છે પ્રથમ પદમાં નરસિંહ જે ઉઘાડો શૃંગાર જાહેર સભામા ગાય છે એનો વિરોધ એ ઉઠાવે છે પણ એમ છતા એ નરસિંહનો પક્ષ કરે છે 'નરસિંહાનિ એક વાર વારીશિ', એવો એનો મત છે બીજા પદમાં તો ચોખ્ખુ કહે છે કે 'વૈષ્ણવની નિંદા કરવી દોષ છે', અને હરિની પ્રીત્યના વખાણ કરે છે પ્રસંગને અંતે રાજાને શાપ દેવાને રામાનંદ જ તૈયાર થાય છે આમ આ રામાનંદ વૈષ્ણવોનો પક્ષપાતી છે આ કોણ હશે? સુપ્રસિદ્ધ રામાનંદ વિક્રમની પંદરમી સદીના પૂર્વાર્ધમા મોજૂદ હતા એના અનુયાયીઓ ગુજરાતમા પંદરમી સદીમા ફેલાઈ ગયા હતા આ રામાનંદ તે એ જ સુપ્રસિદ્ધ રામાનંદના અનુયાયીઓ માંહિનો હોવા સંભવ છે રામાનંદના અનુયાયીઓ રામાનંદી કહેવાય છે એ જ નામ અત્યાર સુધી પ્રચલિત છે

## રા'માંડલિકનું અબાધિત વૈષ્ણવત્વ

આ પરિસ્થિતિનો વિચાર કરતા માંડલિકના દરબારમા શૈવ-વૈષ્ણવ દ્વેષની બહુ જ ઓછી સંભાવના છે, અને તેથી 'માંડલિક ચુસ્ત વૈષ્ણવ હતો' એ વાતને હાનિ પહોચતી નથી ગ'મહિપાલ દામોદરરાયનો ભક્ત હતો, અને પોતાને ખર્ચે યાત્રાળુઓને દ્વારકા

અને સોમનાથ મોકલતો, તેથી જ માંડલિક પણ દામોદરરાયનો ભક્ત હોય, એ વાત શક્ય છે. માત્ર દામોદરરાય ભક્તના કોડ પૂરા કરે છે એવી વાત નરસિંહના વિષયમાં જે પ્રસિદ્ધ હતી તે નજરે જોવાનો એને સંન્યાસીઓની ચડામણીથી વિચાર થયો હોય અને એણે નરસિંહની પરીક્ષા કરવાનો પ્રસંગ ગોઠવ્યો હોય સાં ૧૫૧૨ પછી પણ કેટલાંક વર્ષ નરસિંહ જૂનાગઢમાં રહ્યો મનાય છે. જ્યારે મુસલમાનોના કબજામાં જૂનાગઢ ગયું ત્યારે જ એણે જૂનાગઢને છોડયું સંભવિત છે; એટલે રાજાનું વૈષ્ણવત્વ અબાધિત જ રહે છે.

## નરસિંહ-ચરિતની ખ્યાતિ

નરસિંહના જીવનના ચમત્કારિક પ્રસંગ મામેરું અને હૂંડી વિષ્ણુદાસ અને કૃષ્ણદાસ (જે બને વિક્રમની ૧૭ મી સદીના કવિઓ છે, તેઓ)ના વખતમાં તો સુપ્રસિદ્ધ હતા જ, કેમકે એ બન્ને જણાએ આ બે પ્રસગ ઉપર સ્વતંત્ર કાવ્ય રચ્યાં છે હારમાળાના પ્રસગનાં ૭ પદ સં. ૧૬૭૫ની પ્રત (અ)માં પ્રાપ્ત થાય છે. આમ વિક્રમની ૧૭ મી સદીના ઉત્તરાર્ધથી તો હારપ્રસંગ પણ મામેરા-હૂંડીની માફક જાણીતો થયેલો પ્રાપ્ત થાય છે.

## નરસિંહનો જીવન-સમય

નરસિંહનો જીવન-સમય ક્યારે, એ વિષયમાં ગુજરાતી વિદ્વાનોએ અનેક પ્રકારની ચર્ચાઓ કરી એ વિષયને અતિ ગંભીર બનાવી દીધો છે. બધા જ પક્ષ સ્પષ્ટ રીતે સ્વીકારે છે કે વિક્રમની ૧૭ મી સદીના ઉત્તરાર્ધની તો પૂર્વે જ નરસિંહ થઈ ગયેલ છે. એણે પોતાના જીવન દરમ્યાન અનુભવેલા ઈશ્વરીય પરચાઓનાં કાવ્ય રચેલાં છે, એ વાત સર્વસામાન્ય રીતે સ્વીકૃત છે. શામળદાસના વિવાહ તરફ બધા જ માનની નજરથી જુએ છે. શ્રી. મુનશી પણ એ કાવ્યને મહેતાની જ કૃતિ માને છે. પરચાનું એ કાવ્ય એનું હોય તો મામેરું,

હુંડી અને હાર પણ એનાં કાવ્ય હોય એમાં કાંઇ પણ શંકાસ્પદ ન હોવું જોઇયે. નરસિંહને ઝૂલણા અત્યંત પ્રિય છે. આ કાવ્યો પ્રાયઃ ઝૂલણામાં જ રચાયેલાં છે. આ વસ્તુને સ્વીકારવામાં આવે તો હારપ્રસંગે ગાયેલાં પદોમાં જ માંડલિકના નામનો પુષ્કળ સ્થળે ઉલ્લેખ છેઃ સાં. ૧૬૭૫ વાળી ( अ ) પ્રતિમાં પાંચે પદોમાં માંડલિક તરફના પરિભવનની વાત છે. આ માંડલિક સાં. ૧૪૮૭–૧૫૨૮ વાળો કે 'એ પછીનો કોઈ નાનો ? આ પ્રશ્નનું નિરાકરણ કવિ વલ્લભદાસે સાં. ૧૭૮૨ પૂર્વે એક વિસ્તૃત ગરબામાં આપ્યું છે. એણે આપેલી વંશાવળીને સ્વીકારવામાં આવે તો નરસિંહની જીવન–મર્યાદા વર્દ્ધમાન્ય સમયમાં જ આવી રહે. આ વખતે રા' માંડલિક જૂનાગઢની ગાદી ઉપર હતો જ.

'માંડલિક વિષ્ણુભક્ત હતો અને તેથી એણે નરસિંહ જેવા પ્રભુભક્તને પજવ્યો હોય એ શકય નથી !' આ બધુ એક રાજાને માટે શંકાસ્પદ છે. રાજાને કાન હોય છે, સાન નહિ. આ રીતે એણે નરસિંહની પજવણી કરી હોય એ કાંઈ અસંભવિત નથી. વળી નરસિંહનાં પ્રતિષ્ઠિત કાવ્યોમાં નામો રામો અને કબીરનાં નામ આવે છે. આ ત્રણે ભક્તો સાં. ૧૫૦૦ પૂર્વે થયેલા છે. [1]નામદેવ એ થયા છે ૧. દરજી અને ૨. બ્રાહ્મણ. પહેલો નામદેવ (વિ. સાં. ૧૩૨૭–૧૪૦૭) પ્રાચીન છે, અને જ્ઞાનદેવ ( વિ. સાં. ૧૩૩૨–૧૩૫૩ ) પછી ૫૪ વર્ષે ગુજરી ગયેલ છે. રામાનંદ અને કબીર પણ ઇસ્વી ૧૪ મા શતકમાં થયેલા છે. ખુદ શ્રી મુનશી પોતાના Guj & its Lit. એ ગ્રંથના પૃ. ૧૧૬ મે લખે છે કે —

"Rāmānanda's influence in Gujarāta was widespread in the latter half of the fourteenth and the fifteenth century."

1. Vide : History of Indian Philosophy, Vol. 7, by Dr. S. K. Belvelkar & Prof. R. D. Ranade pp. 185

કબીર રામાનંદનો શિષ્ય હતો. રામાનંદની અસર ઈસ્વી ૧૪માં શતકના ઉત્તરાર્ધમાં એટલે વિક્રમની ૧૫મી સદીના પૂર્વાર્ધમાં થઈ. નરસિંહનો વૃદ્ધમાન્યકાળ વિક્રમની ૧૫મી સદીનો ઉત્તરાર્ધ અને ૧૬ મી સદીનો પૂર્વાર્ધ છે; એટલે એનાં કાવ્યોમાં પરમ ભક્ત નામદેવ રામાનંદ અને કબીરનાં નામ આવે એ સ્વાભાવિક છે. [1]એક પદમાં મીરાંનું નામ આવે છે. મીરાંનો જન્મ સં. ૧૫૫૫ માં સિદ્ધ છે. જે પદમાં મીરાંનું નામ છે તે પદ એનાં કહેવાતાં પ્રકીર્ણ પદો માંહેનું છે; એટલે એ વિશ્વસ્ત હોવા સંભવ નથી. આટલાં પદોમાંથી માત્ર એક જ પદમાં આ નામ આવતું હોવાથી એ પદ અથવા તો એ કડી પાછળથી ઉમેરાયેલી કેમ ન હોય? આ એક જ પદ ઉપર વજન આપવા કશું સબળ કારણ નથી.

'નરસિંહનાં આખ્યાન આરંભની દશાનાં નથી, પણ પાછળથી પરિપક્વ દશાનાં છે' આમ સ્વીકારી શ્રી. મુનશી નરસિંહને ભાલણ તથા ભીમની પછી મૂકે છે. એનાં 'પદના ઢાળની છાયા સોળમી સદીના ભીમ અને ભાલણના ઢાળો કરતાં સત્તરમી સદીના ગોપાલદાસ (સં. ૧૬૨૬–૩૧) ના ઢાળને વધારે મળે છે.'[2]

---

૧. નરસિંહ. કા. સં. પૃ. ૪૭૨

"મીરાંબાઇના વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજી રે;
સબરીનાં તમે બોર જ પ્રાસ્યાં, તેની પ્રીતે થયા રાજી રે."

મીરાં કુંભારાણાની રાણી હોય તો? કુંભોજીસં. ૧૫૭૬ માં મોજૂદ હતો. એ મીરાના વિષની ખ્યાતિ નરસિંહે સાંભળી અંતકાળ નજીકમાં બનેલા પદમાં તે વાત દાખલ કરી હોય તો ઉપરની કડી પ્રક્ષિપ્ત માનવા કારણ ન હોય; પણ મીરાં કુંભાની રાણી નહિ, પણ કુંભાના પૌત્ર રાણા સાંગાના પાટવી ભોજરાજની રાણી હતી. સમય સા. ૧૫૫૫–૧૬૦૩; એટલે પદ પ્રક્ષિપ્ત જ છે.

૨ 'નરસૈયો-ભક્ત હરિનો' ઉપોદ્ઘાત-પૃ. ૮૦

આ જાતના મત ઉપર આવી જવામાં મને જરા સાહસ લાગે છે નરસિંહે જે[1] ઢાળો સ્વીકાર્યા છે તે પુરાણા—અતિ પુરાણા—છે, જયદેવ સુધીના જૂના છે. એનો ઝૂલણા જયદેવ સુધીનો જૂનો છે; (બેશક, નરસિંહના ઝૂલણા કરતા જયદેવના ઝૂલણામાં ત્રણ માત્રા ઓછી છે.) એણે સ્વીકારેલ ચોપાઇદાવટી ( સવૈયા અને હરિગીતની ચાલની ), ખુદ ચોપાઈ દ્વિપદીઓ એ છેક જયદેવ સુધીનાં જૂનાં છે. આ તરફ આપણા વિદ્વાનોનુ ધ્યાન ખેચાયુ નથી લાગતું ગોપાલદાસે વલ્લભાખ્યાનમાં એક આખ્યાન ( કડવુ ) આખું ઝૂલણા ( ૨૭ માત્રાવાળા )માં આપ્યુ છે સા ૧૫૯૨ માં રચાયેલા પ્રભાસ-

---

૧ નરસિંહની ચાતુરીએમા સ્વીકારવામા આવેલા ઢળ કર્મણના સીતાહરણમા પાચ ધોળ આપ્યા છે તેમા આરે છે ગુજરાત વર્ના સો ના પ્રાચીન ગુર્જર કાવ્યના પૃષ્ઠ ૪૫-૫૦ ઉપર આવતા આ પાચે ધોળોમા આરભમાં એક કડી ઢાળની પૂર્વની આપે છે અને એનુ છેલ્લુ ચરણ ઢળની કડીમા પુનરાવૃત્ત થતું લાગે છે. એ બધ પૂરો થતા વલણ કે ઊથલો નિશ્ચયે તે આ ધોળમા નથી ભાલણાદિકે ઊથલાની પદ્ધતિ સ્વીકારી છે. ક્રમિક-વિકાસની દૃષ્ટિએ આમ નરસિંહ પ્રથમ આવી રહે છે

કર્મણનો સમય પદ્મનાભના જીવનકાળ દરમ્યાન હોય એવુ દી. બ. કેશવલાલ ધ્રુવનું માનવુ છે (જુઓ પ્રા. ગુ કા.ની પ્રસ્તાવના પૃ ૧૭ મે ૧૫ મો પરિચ્છેદ ) કાન્હડદે પ્રબધ સ ૧૫૧૨મા રચાયેલો છે. એના જ સમયમા કર્મણે ઉક્ત કાવ્યબધ સ્વીકાર્યો હોય અને એ સમયમા સામાન્ય દેશીના ધોળ એ જ પદ્ધતિએ થતા હોય તો નરસિંહે સ્વીકારેલી પદ્ધતિ તત્કાલીન ઠરે, જે એને ભાલણાદિની પછી થયેલો ન સિદ્ધ કરે

જનાર્દનના ઉષાહરણમા આવતા ૩૧ કડવા ઢાળની પૂર્વકડી તેમજ ઊથલા વિનાના છે અને સાદા પદ હોય એવો ખ્યાલ આપે છે. એ કાઈક અંશે રૈવતગિરિ રાસુની પદ્ધતિને મળે છે બેશક, આતર પ્રાસવાળી રચના જનાર્દનની વિશિષ્ટ પ્રકારની છે, આવી જ પદપદ્ધતિ નરસિંહના ઘણા છૂટા પદોમા છે ચાલુ ચોપાઈ દાવણીમા નરસિંહ વૈવિધ્ય નથી સાધતો, જ્યારે જનાર્દન સારી રીતે સાધે છે નરસિંહ પોતાના સળગ કાવ્યો કે પદોમ

પાટણના કેશવરામ હૃદયરામના શ્રીકૃષ્ણક્રીડાકાવ્યમાં એક [1]ઝૂલણા પ્રયોજાયેલો છે ( જુઓ એના એ કાવ્યના પૃ. ૩૧૦–૩૧૧ ઉપરનું રાગ ધનાશ્રીનું પદ ). 'આ પૂર્વે' ભીમ અને માંડણનાં પણ ઝૂલણાનાં

---

ઉત્તરકોઈ પદ પૂરું થતાં પોતાની છાપ આપે છે, તે જ પદ્ધતિ જનાર્દને સ્વીકારી છે; પણ પદબંધ જનાર્દનનો આકર્ષક છે, એ એનું નરસિંહ પછીનું અસ્તિત્વ ખાસ સૂચવતો લાગે છે ઉદાહરણ સં. ૧૫૪૮માં રચાયું છે; તો નરસિંહ એ પૂર્વનો ખરો કે ?

૧. આ કાવ્યમાં કવિએ એક ઝૂલણાનું પદ લીધું છે, ને તે ખાસ' ભક્તિ વાહલી, નાથ ! ભક્તિ વાહલી' એની જ પદ્ધતિનું છે. યદ્યપિ કવિ આખા કાવ્યમાં નરસિંહનું નામ નથી આપતો. એ કાળમાં નરસિંહ સિવાય કોઈએ ભાગ્યે જ પ્રયોજેલો ઝૂલણા તે અમે તે કારણે પ્રયોજે છે, એ ખાસ સૂચક છે. કવિઓએ સમકાલીન કવિઓનું નામ આપવું જ જોઈએ, એવું કાંઈ ખરું ? એક એવી દલીલ કરવામાં આવે છે કે–નરસિંહ જો વૃદ્ધમાન્ય કાળમાં થયો હોય તો એના જેવા સુપ્રસિદ્ધ ભક્તનો ઈશારો સમકાલીન શ્રીધર કેમ નથી આપતો ? હું પૂછું છું કે શા માટે આપે ? ભક્તિવિષયક કાંઈ કથાનક એ આપતો હોય તો કદાચ આપે, પણ ગૌરીચરિત્ર અને રાવણમંદોદરી સંવાદ જેવાં પૌરાણિક કાવ્ય જ એણે આપ્યાં છે, તેને એક ભક્તનો ઉલ્લેખ કરવાની શી પડી હોય ? પ્રભાસપાટણના ભીમે બે કાવ્ય રચ્યાં છે તેમાંનું પ્રબોધપ્રકાશ તો પ્રબોધચંદ્રોદય નાટકનો સંક્ષિપ્ત અનુવાદ માત્ર છે, જ્યારે હરિલીલા–ષોડશકલા બોપદેવના હરિલીલામૃતને આધારે ભાગવતનો સંક્ષિપ્ત સાર છે; એ બન્નેમાં કોઈ પ્રસંગ એવો ઉપસ્થિત નથી થતો કે–તેમાં સમકાલીન ભક્તોનાં નામોનો ઉલ્લેખ કરવો પડે કાયસ્થ કેશવના કૃષ્ણક્રીડાકાવ્યનો સમય સં. ૧૫૨૯માં છે એનાથી પણ કાંઈ નરસિંહના વૃદ્ધમાન્ય કાળને હાનિ પહોંચતી નથી. કવિએ ઝૂલણાનું એક પદ આપ્યું છે એ નિર્વિવાદ છે, અને એ નરસિંહના ઝૂલણાનું અનુકરણ હોવા પૂરતો સંભવ છે. એના શાર્દૂલવિક્રીડિતના રાસપ્રસંગના બંધથી ચમત્કાર નથી, એ બંધ સં. ૧૫૬૨ જેટલો જૂનો છે, તે તત્કાલીન અન્ય કવિના વૃત્તબંધ તપાસવાથી સમજાય, એવી વાત છે. આવા વિષયોમાં પૂર્વગ્રહો જ બાધક છે; નિષ્પક્ષપાત દૃષ્ટિથી જ અનાગ્રહી રહી આવા વિષય ચર્ચવા જોઈએ.

એક એક પદ મળે છે. એ બેઉ પહેલાં મેરુનંદને સાં. ૧૪૩૨ માં ૩૭ માત્રાવાળા ૪૪ ઝૂલણામાં 'વીવાહલઉ' રચ્યો છે (જુઓ જૈન ગુર્જર કવિઓ, ભાગ ૧ લો, પૃ ૧૮–૧૯.) અને સમરારાસુ (સાં. ૧૩૭૧) માં ઝૂલણામા એક આખુ કડવુ છે. એની પહેલાં સાં. ૧૨૭૭ ના એક 'ધવલ'માં પણ ઝૂલણાની લીટી પ્રયોજેલી છે જ. (પ્રા. જૈ. કા સ, નાહટા; પૃ ૮) આમ સા ૧૨૭૭ જેટલો તો ઝૂલણા-બંધ જૂનો મળી આવે છે ખરો જ.

નરસિંહે જે ચાતુરીઓ બનાવી છે તેમાં જયદેવની કાવ્યસરણીની અસર છે. પ્રથમ એક કડી આપી એ કડીના ચોથા ચરણના શબ્દોથી એ પછીની કડીનો આરંભ કરવો, એ વસ્તુ જયદેવ જેટલી જૂની નથી, પરંતુ ભાલણાદિકે કડવાને અંતે જે ઊથલો કિંવા વલણ આપ્યાં છે તે આ ચાતુરીઓમા ક્યાય પણ નથી. ચાતુરીઓમાં જે વલણ છે તે આ ઊથલો કિંવા વલણ નથી[1] વસ્તુસ્થિતિએ વલણ એટલે ચાતુરીઓમા "નવુ નાનું કડવુ" એટલુ જ છે. આ વલણ પૌરાણિક કવિઓના પૂર્વછાયાનો ભાસ આપતુ લાગે છે, છતાં પૂર્વછાયો જેમ દોહરામા જ હોય છે તેવુ આ નથી, કિંતુ કડવાના આરંભમા આવતા બે પદ કે ત્રણ પદ જેવુ છે આ પદ્ધતિનું અનુસરણ કોઇપણ કવિએ અદ્યાપિપર્યંત કર્યું જાણવામા નથી એથી નરસિંહને ખસેડીને કોઇ વીસમી સદીમા લાવી શકાય એમ નથી ખરુ જોતા ફાગુ કાવ્યોમાના રાસક અને ત્રૂટકની એ જૂની પદ્ધતિ છે

૧. ન, કા. સ માની ચાતુરી છત્રીશી ચા૦ ૨-૩-૪-૫-૬, ૧૨-૧૩, ૧૫, ૧૮, ૨૩-૨૪, ૨૯, ૩૫, આ પદોમા વલણ છે તે પ્રાય ચોપાઈના બે ચરણમા છે બીજી ધાટી પણ છે માત્ર ૧૬, ૨૭, ૩૦, ૩૫ આ પદોમા વલણ ઊથલા જેવુ છે. ૧૬મા પદ સિવાય બીજાં ત્રણ પદોમા ઊથલો તો ખ્યાલમા આવે એમ નથી. ૧૬મા પદમા માત્ર સ્પષ્ટ ઊથલો છે પરંતુ પદ નાનું હોવાથી વિસ્તૃત કડવાનો ખ્યાલ નથી આવતો

એના ઝૂલણાનું અનુકરણ એ જ પ્રમાણે ઘણા જ થોડાં કવિઓએ કર્યું છે. વલ્લભાખ્યાનમાં ગોપાલદાસે કર્યા પછી એના પછીના આમ કયા કવિએ ઝૂલણાગાં કાવ્યો વિસ્તાર્યાં છે? પૌરાણિક કવિઓનું ધ્યેય તો ભાલણાદિક જ આરંભેલાં અને રેવંતગિરિ રાસુ[2] વગેરેમાં જણાતાં કડવાંની ધાટીના કાલક્રમે વધતેરી કડીવાળાં થતાં કડવાં રચવામાં હતું; એટલે નરસિંહની કાવ્યગત ધાટીનું અનુસરણ પાછળથી બહુ જ ઓછું થયું, એમ કહેવામાં હું લેશ પણ ખચાતો નથી.

જૂના ગુજરાતી સાહિત્યમાં ચાર મુખ્ય કાવ્યપદ્ધતિ છેઃ—

૧. ભાલણાદિકની કડવા–પદ્ધતિ,
૨. ભીમ વગેરે કવિઓની પૂર્વછાયાવાળી અભંગ–સળંગ કાવ્યપદ્ધતિ,
૩. નરસિંહની નાનાં પદોવાળી જુદી જ તરી રહેતી કાવ્યપદ્ધતિ, અને
૪. મુખ્યત્વે જૈન કવિઓની ખંડવાળી કે સળંગ બંધની પ્રબંધ–પદ્ધતિ.

આ ઉપરાંત અક્ષરમેળવૃત્તવાળી સરણી અલગ જ છે. વળી ચંદ્રાવળામાં જ કાવ્યોનાં કાવ્યો લખવાં એ સરણી અલગ જ છે, જે પ્રાયઃ સૌરાષ્ટ્રના કવિઓમાં દેખાય છે.

આ વસ્તુસ્થિતિને નિહાળતાં નરસિંહની કાવ્યપદ્ધતિ એને વૃદ્ધમાન્યકાળથી ખસેડવા સમર્થ નહિં થઈ શકે.

નરસિંહનાં કાવ્યોમાં વિઠ્ઠલ શબ્દ પ્રભુના જ પર્યાયરૂપે વપરાયો પ્રાય છે. સ્વ. નરસિંહરાવભાઈએ[3] આ વિષયમાં ચર્ચા કરી છે. આ વિઠ્ઠલ શબ્દનો નાકરે સં. ૧૬૦૧માં ઉપયોગ કર્યો છે: "વાહરઠ

૨. રેવંતગિરિરાસુમાં ઢાળની ૧ લી કડી નથી.

૩. Vide Thakkar V. M. Lectures-Guj. Lang. & Lit. pp ૬૨–૬૭

ચડજો વીઠલા ! તૂ સમરથ રાઈ રણછોડ. ૯" "વાહરઈ માહ્‌રી ચડે, વીઠલા ! દમઈ જઈ દુષ્ટ દેહ. ૧૩" (વિરાટપર્વ–કડવું ૧૦મું) ભીમે પણ હરિ. પે. કલામાં "ચતુર વચનિ વાણી વિઠ્ઠલા મન મોહંતી" (પૃ. ૧૫૫) એ પ્રમાણે છેક સાં. ૧૫૪૧માં એ શબ્દ વાપર્યો જ છે.

નરસિંહનાં કાવ્યોમાં ષષ્ઠીના ચો પ્રત્યયનો પ્રચાર મુખ્યત્વે એની છાપમાં આવે છે. સ્વ. નરસિંહરાવે[૧] એ અસલ મરાઠીનો નથી એવું સાબિત કરવા પ્રયત્ન કર્યો છે, પણ એમના ખ્યાલમાં એ ત્યાંસુધીમાં આવ્યું નહોતું કે નરસિંહને મરાઠી ભાષા તરફ પ્રેમ હતો. હારમાળામાં એવું એક પદ છે, એની પ્રથમ કડીમાં મરાઠી અસર સ્પષ્ટ છેઃ—

"દેવા ! હમચા વાર કા બધિર હોઈલા
આપુલા ભક્ત કાં વીસરિ ગેંના !
ધ્રુવ પ્રહલાદ અમ્બરીષ વિભીષણા,
નામિચે હાથ તિં દૂધ પિયુલા[૨]"

સામ્ય જોતાં એમ લાગે છે કે નરસિંહે નામદેવના અભંગ જોયા છે–સાંભળ્યા છે, નામા મ્હણે, નામયા ચા સ્વામી છાપ જોતાં આ માન્યતાને બળ મળે છે. અને સખ્યાબંધ અભંગોની પંક્તિઓ ઝૂલણામાં પણ આવેલી જોવાય છે–ત્યારે સાનંદ આશ્ચર્ય જ થાય છે.

આ બધાનું કારણ મને તો નરસિંહના મહારાષ્ટ્રિય સંતો તરફના પૂજ્યભાવ અને એમના ભક્તિસાહિત્ય તરફના પ્રેમને આભારી હોય, એમ લાગે છે.

વિઠ્ઠલ શબ્દનો પ્રયોગ અને મરાઠી અસરવાળા શબ્દોના પ્રયોગ પણ એને સં ૧૫૪૧ પછી તો ખસવા દે એમ નથી જ કેમકે ભીમે સાં ૧૫૪૧માં હ. લી પો. કલામાં એ શબ્દ પ્રયોજેલો છે.

---

૧. Vide : ibid pp ૫૬–૬૧.

૨ હારમાળાનું પદ ૪૫મું જુઓ ન. કા. સ. મા નો ... ૬૫૨ આખુ પદ મરાઠીની અસરવાળું પ્રાસ છે.

ચાતુરી છત્રીશીમાં પુષ્ટિમારગ શબ્દ ચા. ૧૦મીમાં છે. આ જોતાં એના ઉપર શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાંતની અસર હોવાની કોઈને શંકા જાય. શ્રીવલ્લભાચાર્યજીએ, સૌરાષ્ટ્રની પ્રથમ યાત્રા સં. ૧૫૪૮થી પૂર્વે તો કરી જ નથી. વૃદ્ધમાન્ય કાળ પ્રમાણે એ વખતથી ૧૨ વર્ષ પૂર્વે જ નરસિંહની જીવનયાત્રા પૂર્ણ થઈ ગયેલી મનાય છે. વસ્તુસ્થિતિએ આ એક[1] શબ્દ માટે જ નરસિંહને શ્રીવલ્લભાચાર્યજીના જીવનકાળ દરમ્યાન ખેંચવામાં આવતો હોય તો એ નિરર્થક છે, કેમકે ચાતુરીમાં પુષ્ટિમારગને સ્થળે પ્રેમમાર્ગી એવું પાઠાંતર પ્રાપ્ત થાય છે. આ સ્થળે પ્રસંગ જોતાં પ્રેમમાર્ગી *પાઠની વધુ શક્યતા છે. ત્યાં જે રસનો અનુભવ છે તે નાયક—નાયિકાના* પ્રેમમાર્ગનો છે, અને નહિ કે પુષ્ટિમાર્ગ—કૃપામાર્ગનો. ગીતગોવિંદના ૧૧મા અને ૧૨મા સર્ગમાં દૂતી રાધિકાને સમજાવી કૃષ્ણચંદ્રજી પાસે લાવે છે, એ આખા પ્રસંગને ટૂંકમાં—અતિટૂંકમાં નરસિંહ અહીં પતાવે છે. દૂતીની સમજાવટથી રાધિકા પ્રિયતમ પાસે આવે છે અને પ્રિયતમ તરફના સંમાનને સંપૂર્ણપણે મેળવવા સમર્થ થાય છે. ૧૨મો સર્ગ જ આખો **सुप्रीतपीताम्बरः** વિશે છે. એ **प्रीत** શબ્દને ખ્યાલમાં રાખનારો **पुष्टि-पोषण-अनुग्रह**ને ક્યાં પકડવા જાય?

"પુષ્ટિમાર્ગ" શબ્દનો પ્રયોગ કરવાથી એના જીવન—સમયની મર્યાદા નવમતવાદને અનુકૂળ થતી હોય, તો એને શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીના સમયમાં ખેંચવો પડે પણ શ્રીવિઠ્ઠલનાથજીની અસર નરસિંહ ઉપર થઈ હોય, એવું એના એક પણ કાવ્યમાં દેખાતું નથી. શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલનાથજીની દીનતા

---

૧. અને એક પ્રકીર્ણ પદમાનો 'વલ્લભ-વિઠ્ઠલ પ્રગટ થશે' એ વાક્યને આધારે નરસિંહને નવમતવાદીઓએ ઠરાવેલા સમયે ખેંચવો, એ નિરર્થક છે. આ પ્રમાણ સ્વીકારનાર શું ના ભવિષ્યકાળીન પ્રયોગને માનવા તૈયાર છે? તૈયાર ન હોય તો એ આખા પદને એઓ પ્રમાણ તરીકે માન્ય ન જ કરી શકે.

નરસિંહમાં દુર્લભ છે. નરસિંહ જો શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગનો અનુયાયી થયો હોય તો દીનતાની અસર એના ઉપર થવી જ જોઇયે.

આ જોતાં શ્રીવિઠ્ઠલનાથજીના કે શ્રીવલ્લભાચાર્યજીના સમયમાં એની સ્થિતિ હોવા સંભવ નથી. આ બધું નિહાળતાં વિક્રમની ૧૬મી સદીના ઉત્તરાર્ધમાં તો નરસિંહ આ લોકમાં હોવો સંભાવ્ય નથી. પાઠાંતરે રહેલા પુષ્ટિમાર્ગ એ એક શબ્દમાત્રથી શ્રીવલ્લભાચાર્યજી સાથે સમકાલીનતા માનવી, એ વધુ પડતું છે; એ બતાવવામાં આવ્યું છે, એટલે સં. ૧૫૭૨મા જે સંભાવના કરી છે તે હાથનાળી દઈ છટકી જાય છે. હારનો પ્રસંગ નથી જ બન્યો, એને વળી સં. ૧૫૭૨ નેય વળગી રહેવાથી શો લાભ?

શામળદાસનો વિવાહ જૂનાગઢમાં હતા ત્યારે થયો; ને એ અસલ કાવ્યથી જ સ્પષ્ટ છે. જે શાન્તિનું એ કાવ્યમાં સૂચન છે, તે સં. ૧૫૨૬ પછી અપ્રાપ્યકલ્પ જ હતી, કેમકે એ સમયે યવન સામ્રાજ્યની (મહમૂદ બેગડાની) અસરમા જૂનાગઢ આવી ગયેલું.

નરસિંહની પાછલી જિંદગી પણ તેથી જ કરી જૂનાગઢની બહાર ગળાયેલી વધુ સંભવિત છે એવું સ્થળ માત્ર જેહવાઓની અસર નીચે રહેલું માંગરોળ જ સંભવિત છે. અત્યારે માંગરોળમાં જે જૂનું સ્મશાન છે તે નરસિંહ સ્મશાન અને ત્યાંની વાવ નરસિંહ વાવ કહેવાય છે. અત્યારે માત્ર રબારી લોકો ત્યાંના એ સ્મશાનનો ઉપયોગ કરે છે. સિદ્ધપુરમાં હેમખંડ જેમ પ્રસિદ્ધ છે તે જ રીતે આ સ્મશાન સાથે નરસિંહના નામની શક્યતા છે. નરસિંહના સમયમાં માંગરોળમાં એના કાકા પર્વત મહેતાને ત્યાં સં. ૧૫૦૧ ના માર્ગશીર્ષ સુદિ ૬ સોમવારને દિવસે શ્રીરણછોડરાયજીનું દશાંગુલ સ્વરૂપ ત્યાંની ગોમતીવાવમાંથી પ્રકટ થયેલું હતું, જે અદ્યાપિપર્યંત અસલ સિંહાસન સાથે માંગરોળમાં[1] છે. આ દિવસે

---

૧. કોઇ અનુયાયીઓ એમ માને છે કે સિંહાસન ભલે માંગરોળમાં હોય, પણ સ્વરૂપ જૂનાગઢમાં બિરાજે છે. બંને સ્વરૂપમાં કયું મૂળ, એ ચર્ચા

પર્વત મહેતાને ત્યાં કીર્તન કરતાં નરસિંહને તૃષા લાગી ત્યારે કોઈ સખી જલ પાઈ ગઈ તેને સાક્ષાત્ પ્રભુ જ માની ઝારીના પ્રસંગનાં પદ ગાયાં મળે છે, જેમાંના ૪ હાલ પ્રાપ્ય છે.

'અહીં માંગરોળમાં નરસિંહે' હોતાનો છેવટનો સમય ગાળ્યો હોય, એ સંભાવ્ય છે. આ બધુંય વિક્રમની ૧૬મી સદીના પૂર્વાર્ધમાં શક્ય છે.

## નરસિંહનાં કાવ્યોની ભાષા

નીચે સં. ૧૫૦૬—ના બે શિલાલેખો અને એક પારસી પાનું આપું છું:—

૧. શ્રી ગણેશાય નમઃ ॥ ✤ સંવત ૧૫૦૬ વર્ષે અષાઢ સુદિ ૧ 'મહારાણા' શ્રી કુંભકર્ણ વિજય રાજ્યે શ્રીઅર્બુદાચલે દેલવાડા ગ્રામે વિમલવસહી શ્રી આદિનાથ તેસલવસહી શ્રી નેમિનાથ તથા બીજે શ્રાવકે દેહરે મુંડિકિં વલાવી રખવાલી ગોઆ પોઠયાફૂ રાણિ શ્રાકુંભકર્ણિ મઉં ડુંગર ભોજા જોગ્યં મયા ઉધારા જિ કો જવાનિ આવિ તિહિફં સર્વ મુકાવું જ્યાના સંબંધિ આસ્યદ્રાફં લખિ પલે......'

( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ, પૃ. ૪૫૪ )

યદ્યપિ આ મારવાડી ભાષામાં લખાયેલ છે, છતાં એમાં બીજે શ્રાવકે દેહરે અને પલે રૂપોનું સ્વરૂપ ભાષાનું સ્વરૂપ આપવા પર્યાપ્ત છે. તૃતીયા–સપ્તમીનો તેમજ વર્ત. ત્રીજા પુરુષનો ઇ અંતર્ગત આમાં પ્રાપ્ત છે. તત્કાલીન લખાણોમાં પ્રાયઃ અઇને રૂપે હોય છે.

૨. "...સંપ્રતિ......राजाधिराजश्रीमहलिकप्रमुणा सर्व्वश्रेय.कल्याणकारिणी ......सर्वजीवअमारी कार्य-(माला) चिरं विजयता ॥

प्रथमं श्री—तुगनि—जीवक—णाएइ । बीजा लोकसमस्त जीव के

विणास(इ)।— —कमार...चिडीमार षिचानका — —वि आहेडा न

---

અહીં નિરર્થક છે. એ સ્વરૂપ અસલ જે ઘરમાં બિરાજતું તે ભાગ જૂના કાળથી વૈષ્ણવફળિયા તરીકે પ્રસિદ્ધ હતો; ગોમતીવાવ પણ એ જ ફળિયાને ઉત્તર છેડે છે.

कर—। चोर न मारिवा । बाबर खांट तुरक **पद्दे घाहडे** जीव कोइ न विणासइं। जि करसि स...मीलाइ। कुंभका(र) पंच दिन नीमाव न (कर)इ। जि को (इ———)इने रानी आणभंगकारक ए(हण राजा) श्रीमडलिक नापाण्या। आ घा राव यनइ (पा)लिवा। तेहुनइ गुणा ..तिइ। जि को—लो मुकइ। ए दोष.. अमा(रि) प्रवर्त्तावणहार श्रीमडलीक प्रमुकइ आसी...(ष,णी इछभा॥"

[ નોંધ:—આ લેખમાં અક્ષરો ખૂટે છે તેમજ ઘસાયેલા જુદા થાય છે. અર્થાનુસધાનનો ખ્યાલ રાખતાં નીચે મુજબ પૂરણી શક્ય છે — ]

"प्रथम श्री रा पद्दे दनि जीव न विणासइ। बीजा लोक समस्त जीव न विणासइ। लारकमार अनि चिडिमार सिचानका पइ वि आहेडा न करइ। मोर न मारिवा। बाबर खांट तुरक **पद्दे घाहडे** जीव कोइ न विणासइ। जि करसि त बधनि मीलाइ। कुंभार पंच दिन नीमाइ न करइ। जि कोइ **पद्दे दूने** रानी आणभंगकारक एहणइ राजा श्रीमडलिकनी आण्या। आ धा सवि कणइ पालिवी। तेहानइ गुणा होसिइ। जि को चीलो मूकइ ए दोषनि माटि अमारी प्रवर्त्तावणहार श्रीमडलिक प्रमुकइ आशातणी इछइ॥"

( સં ૧૫૦૭ના માઘ કૃષ્ણ ૫ ગુરુવારનો જૂનાગઢ ઉપરકોટમાંના સંસ્કૃત શિલાલેખનો નીચેનો ટુકડો )

આ જૂની ભાષામાં લખાયેલ છે, છતાં તેમાં **પદ્દે ઘાહડે** ખાસ ધ્યાન ખેંચે છે. નીચે સુધારી લખ્યો છે તેમાં બે સ્થળે પકારની સંભાવના છે, જ્યારે એક સ્થળે **ચીલોમાં** ઓકાર સંભાવ્ય છે. આ અગવાળા પદ આટલા વહેલાં ખાસ ધ્યાન ખેંચે છે

૩. "मइ पुछइउ जत इह **स्त्रीताण** तनउ शरीरइ वइसट पातक कीधउ जीणइ पाप करी आत्मा रहि दधउ दौहिलउ निग्रह कीजइ अछि॥ . ....॥१॥ सुंदर ते **भलो** पिहरहि केतलाइं मनुष्यनु शुभ कल्याण वर्तइ॥

( The Guj. Lang. & Lit. Vol. II. પૃ. ૫૧ મે ઈ. ૧૫૦૭માં નકલ કરાયેલ પારસી લખાણની નકલ )

આમાં સ્ત્રીતણ=સ્ત્રી તણે અને મલ્લો, આમાં યકાર અને ઓકાર ધ્યાન ખેંચે છે.

આમ ગમે તે રીતે અઇ અઉ અઉંને સ્થળે સં. ૧૫૦૦ આસપાસ અનુક્રમે ય ઓ ને ઉંનો પ્રવેશ થઈ ગયેલો દેખાય છે.

દી બ. કે. ધ્રુવે નરસિંહના પદની ભાષાની સંભાવના આપી છે. આ પદ "અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યા" છે.—

"નામ પામી અલ્યા! રામ તિં નવિ લહ્યા;
વૈષ્ણવ પદ તણૂં બિરદ ઝાલિ.
પુત્ર વિણ જિમ રચઇ, પારણૂં ઘર વિચઈ,
વર વિના જિમ વહી જાન માહાલિ! ૧
ધ્રમ જિ જાણઇ, હુઊં, હૂં હરિનુ જન થિયુ.
વિષ્ણુ ગાઈ ભયુ ભક્ત ભવ માંહીં;
કરણી છ કાગની, હોડિ કરી હંસની,
હંસિ કાઢઇ હસી હંસ લવ માંહીં. ૨
પિંડ માંહીં પ્રભુ સહી પ્રગટ પેખઇ નહીં,
લોક પરલોક માંહીં દૂર ભાલિ;
કોટિ બ્રહ્માંડનૂં ગણિતિ લેખૂં કરઇ,
દેહભાવઈં કરી માલ ઝાલિ. ૩
નિદાઘની વેદના વિશ્વની ટલઇ ના,
અગ્નિ વૃથા ગગન માંહીં મેઘ ગાજિ;
હરિનિ જાણ્યા વિના હરિ તણુઉ જન થયુ.
વાત પકવાન નવિ ભૂખ ભાજિ. ૪
જિ નિરાકાર મહિં એકરસ થઈ રમઇ,
કહઇ. વિજ્ઞાનની જ્યોત જાગિ,

દાસ નરસંઇ ભણઇ ચરણિ નમું તેહનઇ,
એહની સંસારની ભ્રાંતિ ભાગિ." ૫.

ઉપરના શિલાલેખાદિને જોતાં સંભાવ્ય ઉચ્ચારણાનુસાર એને તેનો પાઠ સંક્રાતિકાળમાં જેવો હોય તેવો નીચે મુજબ લાગે છે:—

"નામ પામી, અલ્યા ! રામ તેં નવિ લહ્યા;
વૈષ્ણવી પદ તણું બિરદ ઝાલે.
પુત્ર વિણુ જિમ રચે પારણું ઘર વિષે,
વર વિના જિમ વરી જાન માહલે. ૧
ઇમ જિ જાણો, હુઉં, હૂં હરિનુ જન થયો;
વિષ્ણુ ગાઈ થયો ભક્ત ભવમાં,
કરણી તો કાગની, કોડિ કરી હંસની;
હૃશિ કાટે હસી હંસ લવમાં. ૨
પિંડમાં પ્રભુ સદા પ્રગટ પેખે નહી;
કોક પરલોકમાં દૂર ભાલે,
કોટિ બ્રહ્માંડનં ગણિતિ લેખું કરે;
દેહભાવે દરી માલ ઝાલે. ૩
નિદાઘની વેદના વિશ્વની ટલઇ ના,
અનિ વૃથા ગગનમાં મેઘ ગાજે;
હરિનિ જાણ્યા વિના હરિ તણો જન થયો,
વાત પકવાન નવિ ભૂખ ભાજે. ૪
જે, નિરાકારમાં એકરસ થૈ રમે,
હૈઇ વિજ્ઞાનની જ્યોત જાગે;
દાસ નરસૈં ભણે: ચરણિ નમું તેહને;
એની સંસારની ભ્રાંતિ ભાગે." ૫

કાવ્યબંધ શક્ય ઉચ્ચારણની દૃષ્ટિએ જેવાં સ્વરૂપ માગે છે તેવાં આ પાછલા ઉતારામાં આપ્યાં છે. ક્લઇ, કરિ એ રૂપ સાથે-

સાથ ઝાલે, કરે, રમે વગેરે રૂપો આવે છે. સાતમી-ત્રીજીનો ઇકાર અહીં ઝાળવું છું; છતાં એમાં લઘુયત્ન યકારની શક્યતા છે.

સાં. ૧૫૦૦ આસપાસ ભાષા કેવી હોવી જોઇયે, એનો આનાથી કાંઈક ખ્યાલ આવશે. સાં. ૧૬૦૦ આસપાસ ભાષા કેવી હતી એ શ્રી "ફાર્બસ-ત્રૈમાસિક"ના પ્રથમ અંકમાં સાં. ૧૬૧૦ના ખતનો બ્લૉક છાપ્યો છે તેનાથી જણાશે.

જેઓ નરસિંહને સાં ૧૫૭૨ લગભગ ખસેડે છે તેઓને તો નરસિંહના પદની ભાષા સાં. ૧૬૧૦ના ખત જેવી જ કબૂલ કરવી પડશે. આ રીતે એ સમયની નરસિંહની ભાષામાં અને અત્યારે છપાયેલી એનાં પદોની ભાષામાં નજીવો તફાવત લાગશે. સાં. ૧૫૦૦ આસપાસનો સમય સ્વીકારતાં ઉપર બીજા ઉતારામાં આપેલી ભાષા જેવી ભાષા જોઈશે, અને એ જ સંક્રાંતિકાળની ભાષા નરસિંહની છે એ સ્પષ્ટ છે.

એની ભાષા સંકીર્ણકાળની છે, એ એનાં પદોની સાં. ૧૬૭૫ અને એથી પણ પૂર્વે સાં. ૧૬૬૮ જેટલી જૂની પ્રતોની ભાષા જોવાથી જણાય છે. સાં. ૧૬૬૮ની પ્રતમાં બીજાં કાવ્યોથી એનાં પદોમાંના ભાષાભેદે ખાસ કરીને અર્વાચીન તત્ત્વ વધુ જણાય છે, એ એવી જાતના અનુમાન તરફ દોરે છે કે તત્કાલીન કાવ્યો મધ્યકાલીન ગુજરાતીની બીજી કે ત્રીજી ભૂમિકામાં હોવા છતાં-લહિયા એ જૂની ભૂમિકામાં લખતા હતા, છતાં એ જ લહિયાઓએ નરસિંહનાં પદ ચોથી ભૂમિકાની પણ છેલ્લી અવસ્થાનાં લખ્યાં છે, તેથી અર્વાચીન ભાષાની છાંટવાળી મધ્યકાલીન ગુજરાતીની ચોથી ભૂમિકાની યે પછીની અવસ્થાનો આરંભ નરસિંહનાં પદોમાં તો તત્કાલીન લેખનમાં પ્રચલિત ભાષાસ્વરૂપ કરતાં યે જૂના કાળમાં શરૂ થઈ ચૂકેલો સમઝાય છે.

ગુજ. વર્ના. સો. માં નાં. ૬૯ની હાથપ્રતમાં સાં. ૧૬૪૯માં રચાયેલા રામદાસસુત મુનના અંબરીષ—આખ્યાનની સાં.

૬૬૮માં થયેલી નકલ છે, એ આખા કાવ્યની ભાષા મધ્ય-ગુજ.ની જી ભૂમિકામાં છે, જ્યારે એ જ લહિયાને હાથે નરસિંહના ૧૪ દ અર્વાચીનની ચોખ્ખી છાંટવાળી ભાષામાં લખાયેલાં છે. એ પદોનો પ્રારંભ અહીં આપી જઉં છું, એના ઉપરથી વિજ્ઞો તરત ભાષા-વરૂપને પકડી શકશે :—

૧. કોણ પુન્યે કરી નારય હું અવતરી
શ્રીહરિ દીન થઈ માંન માગે ॥
અમર અવિગતિ કહે અકલ કો નવિ લહે
તે કમલાવર કંઠ લાગે. ॥

૨. અફલં રજની હુઇ આજની અભિનવી
પલંગ બેસારી વાહાલે હાથ કીધુ ॥

૩. હજી ન ધ્રાઓ રંગ રમતાં,
ચ્યાર પોહર નીશા નિઠુર નીગમતાં ॥

૪. વહાલાજી તમો રે નાહાનડીઆ અમોરે નાહાનલડી
સરખે રે સરખી જોડ મલી ॥

૫. પાછલી રાત પાઓધારીઆ નાથજી
ઘુમતે લોચન અંગ ડોલે ॥

૬. પલંગ પાએ તને કુસુમમાલા વડે
બેહુ કર બાંધોસ લાજ લોપી ॥

૭. સાભલો કાંમની કીષ્ણ કાઅર કહે
તાહારા મંદિર થકો નહીં રે જાઉં ॥

૮. મેહેલ પીતાંબર અંબર માહારૂ
સુર ઉગ્યો સુધ કેયમ ગ્હોએ ॥

૯. અમશું કપટ તણી વાત જ છાંડ ॥
માહારે ઘેર આવ્યાં તો કાંઈ ઉફાંડ મ માંડ ॥

૧૦. સમીરે સાંઝના મોડમા સુતા, નણદુલીએ સાદ કીધોરે ॥

૧૧. ટલતો ટલતો હીડીસ મારે,
આલીધન દીધા બ્યના કયમ સરે ॥
૧૨. કેસર ભીના કાહાનજી કુસુંબે ભીની નાર ॥

૧૪. સુરત શોભાગી શામલા સહુ યશ ગાએ ॥
શામલે સ્નમુખ દષ્ટ કીધી ॥

આ ૧૪ પદની આરંભની લીટીઓમાં મોગન ખાવા નવિ, હુઈ, નિટર, બાંધોસ એ જૂનાં રૂપ અને બ્યના કયમ નવાં સંક્રાંતિકાળનાં રૂપ આવ્યાં છે; બાકીનું સ્વરૂપ તદ્દન અર્વાચીન છે.

ઇ, અઈ, અઉ, ઉ શબ્દમાં અંતર્ગત આવી રહે, એટલાથી જ એ જૂની ભાષા છે એમ જ જેઓ સમઝી રહ્યા છે તેઓને તો દૂરથી જ નમસ્કાર; એવી રીતનાં જૂનાં સ્વરૂપ લહિયાઓએ લેખનમાં સાચવ્યાં હોય છે, એમ છતાં જાણ્યે-અજાણ્યે નવાં રૂપ જૂની પ્રતોમાં છુપાઈ રહી ઝબકતાં હોય છે પણ આ વસ્તુનું સત્ય દર્શન તો બહોળા પ્રમાણમાં હાથપ્રતો જોનારા જ કરી શકે. જૈન લહિયાઓ લેખનમાં ભાષસ્વરૂપને જુનવાણી સ્વરૂપમાં સાચવી રાખવાની ટેવવાળા હોય છે; આમ છતાં એ જ લહિયાઓની જાણ બહાર એમના જ હાથે લખાયેલી જૂના સ્વરૂપની ભાષાવાળી નકલોમાં જ નવાં સ્વરૂપવાળાં એ અ-ઇ, અ-ઉ ને સ્થાને એ-ઓ વાળાં રૂપરૂપ છેક વિક્રમના પંદરમા શતકમાં પણ લખાઇ ગયેલાં મળે છે. મારા મિત્ર શ્રી મધુસૂદન મોદી શ્રી. બળવંતરાય ઠાકોરની સાથે "ગુર્જર રાસાવલી" થોડા સમયમાં પ્રસિદ્ધ કરવાના છે તેમાં ચૂટેલાં કાવ્યોમાં ક્યાંક ક્યાંક લખાઇ ગયેલાં એવાં રૂપ તેમજ ભાઈશ્રી ભોગીલાલ જ. સાંડેસરાએ જેનું સંપાદન કર્યું છે તે વીરસિંહના ઉષાહરણમાં એવાં આવતાં શબ્દ-સ્વરૂપોને જોશે ત્યારે જૂની પ્રતો જોયા વિના જ મારા કથનની સત્યતાનો અનુભવ કરી શકશે.

હારમાળાની ભાષા મધ્ય-ગુજરાતીની સકીર્ણ ચોથી ભૂમિ-કાની ભાષા તરિ (સં. ૧૭૩૩)ની પ્રત મુજબ છે. ભાષા કેવી હોવી જોઇએ એનો ખ્યાલ ઉપર આપ્યો છે. બનેમાંથી એકે ય મતનો સ્વીકાર એને સં. ૧૬૦૦ પછી તો નહિ જ મૂકે. એના જન્મને સં. ૧૫૩૦ આસપાસ મૂકવામાં તો વાંધો નવમતવાદી-ઓનેય નથી હવે પ્રશ્ન માત્ર ૬૦ વર્ષનો રહે છે. હું જીવનકાળ સં. ૧૫૩૬ સુધી માનું છુ. ભાષા કાંઇ પણ બાધકત્વ ઉત્પન્ન કરવા શક્તિમાન નથી લાગતી. શામળદાસનો વિવાહ શાંતિકાળમાં જૂના-ગઢમા થયો એ, એ કાવ્ય નરસિંહનું જ સ્વીકારાયુ છે એટલે નવમતવાદીઓથી પણ અવિરુદ્ધ છે. આ જ્નેતાં વૃદ્ધમાન્ય કાળની સભાવના અયુક્ત નથી લાગતી

આ રીતે ૬૦ વર્ષનો ગાળો ગાળી મઢવામા આવે તો કોઇ પણ જાતનાં કૃત્રિમ અનુમાન બાધ્યા સિવાય એના વૃદ્ધમાન્ય સમયને હાનિ પહોંચતી નથી.

**નરસિંહની ભક્તિજ્વાળા ક્યાંથી ફૂટી?** આ વિષયમા ખૂબ ચર્ચા થઇ ચૂકી છે. એટલુ કહેવુ પર્યાપ્ત છે કે એના ઉપર ચૈતન્યની અસર હોવા કારણ નથી ભાગવતમા ફાલેલી ભક્તિજ્વાળાઓનો જ એણે અનુરોધ કર્યો છે એનાં કાવ્યોમા આવતા રાધા-લલિતા વગેરે નામો એ જૂના સાહિત્યોમાથી એણે લીધેલા છે. પ્રભાસખડમા છે, અને એ ખડ સોરઠમા પૂર્ણ વ્યાપક હતો એમાં ક્યાંયથી શકા ઉઠાવી શકાય એમ નથી

## નરસિંહના જીવનમાં બનેલા ચમત્કાર

પોતાના કાવ્યોમાં એવા અનેક પ્રસગ એ આપે છે કે જ્યારે એને પ્રભુનો પ્રત્યક્ષ પરચો મળ્યો હોય આનુ સમાધાન કેમ કરવુ? એણે આ બધુ એક કલ્પનાપ્રવણ કવિની પ્રતિભાએ કર્યું કે પ્રકટ અનુભવ્યુ? રાસલીલાના પ્રત્યક્ષ દર્શન, એમા એની હાજરી, બીજા

અનેક કૃષ્ણલીલાના પ્રસંગમાં સહગામિત્વ, એ વગેરે બહુ જ મૂંઝવણ ઉત્પન્ન કરાવે છે.[1] સ્વ. નરસિંહરાવ ભાઈ દિવ્યચક્ષુ=કવિહૃદય =કવિપ્રતિભા-પ્રાબલ્ય એનું સમાધાન ઈચ્છે છે. ચાતુરીષોડશીમાં (પદ ૧૯ મુ)[2] "દિવ્યચક્ષુ આપ્યાં મુજને" એ નરસિંહનું વાક્ય એમને મદદગાર બને છે.

શ્રી. મુનશીને એમ માનતા લાગે છે કે-કોઈ જટાધારી સાધુ સાથે ભોળો નરસિંહ દ્વારિકા જાય છે અને ત્યાં અતિપ્રેમને લીધે બધુ કૃષ્ણના જ પરિકરરૂપ નીરખે છે. ભલા! એ ભોળપણથી આ જુએ છે કે કવિની પ્રતિભાથી કે સાચા બનાવ? એમ સમાધાન આપવામાં આવે છે કે દ્વારિકામાં કોઈ રાસધારીની મંડળી એણે પ્રથમ જોઈ લીધી અને ભોળો નરસિંહ એને સાચી માની કાવ્ય કરવા મંડી પડયો. આવો ભોળો નરસિંહ હોય એવું એના અગાધ પાંડિત્યપૂર્ણ ભક્તિ-વેદાંત વિષયનાં કાવ્યોથી જણાતું નથી. એ સામાન્ય રાસલીલા રાસધારીઓ કરે છે તેને સાચાં જ પાત્ર માની કાવ્યો લખવા બેસી ન જાય. (અને રાસધારીઓ રાસલીલા કરે છે, એનો આરંભ તો શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજીના સમયથી થયો છે. શ્રીવિઠ્ઠલનાથજીના સમયમાં શ્રીનાથજીનો વૈભવ વધ્યો અને ગોકુલાદિકમાં પ્રભુનાં પૂર્વ ચરિત પુરાણોમાં વર્ણવાયાં છે તેની વ્રજચોરાશી કોશની પરિક્રમા વખતે ભક્તોનો પ્રભુમાં નિરુદ્ધ રાખવા યોજના શરૂ થઈ; એ જ રાસધારીઓ પાછળથી પરિક્રમા સિવાયના સમયમાં દેશના અન્ય ભાગોમાં રામલીલાવાળાઓની માફક રાસલીલાઓ ભજવતા નીકળવા લાગ્યા. આની સંભાવના વલ્લભી વૈષ્ણવો શ્રીવિઠ્ઠલનાથજીના સમયથી

1, Vide : Thakkar V. M. Lectures ( 1930 A. D. ) પૃ. ૭૧-૭૨

૨. નરસૈયો–ભક્ત હરિનો, પૃ. ૧૪-૧૮

ગુજરાત સૌરાષ્ટ્રમાં બહોળા પ્રમાણમાં થયા ત્યારપછીની છે; એ ભુલાવું ન જોઈએ.)

યૌગિક શક્તિઓને બળે આવી શકયતા સદ્‌ગત હરગોવિંદદાસ કાંટાવાળા સ્વીકારે છે. આ ત્રણે પક્ષોમાં શું સાચું એ નક્કી કરવું મુશ્કેલીભરેલું લાગે. વસ્તુસ્થિતિએ અણીને વખતે ભગવદીયો તરફથી એને મદદ મળ્યા કરી છે, ત્યારે તન્મયતામાં એણે સાક્ષાત્ પ્રભુ મદદ કરી ગયા એમ ગાયું છે. આ જ એનાં દિવ્યચક્ષુ છે, એની અસામાન્ય પ્રતિભા છે. હું માનું છું કે, ત્રણે ય પક્ષોને સ્વીકારતાં યે નરસિંહનું વ્યક્તિત્વ શ્રેષ્ઠ જ ઠરે છે.

## હારમાળાનો ભીમ કયો

હારમાળામાં ભીમની છાપવાળાં પદ પ્રાપ્ત થાય છે. આ ભીમ કયો હોવો જોઈએ ? ગુજ. વર્ના. સો.ના સંગ્રહમાં નાં. ૫૫રની, સાં. ૧૫૭૫માં લખેલી ભીમના પ્રબોધપ્રકાશ, માંડણના રામાયણ અને એની જ રૂકમાંદકથાની હાથપ્રત છે. આ પ્રતમાં ભીમનાં છૂટક ૩ પદ છે, જે ત્રણે ય સંસ્કૃતમિશ્રિત છે. એ પદોમાંનાં બે તે:

१. य युगेजीवन यदुकुलमंडनं,

૨. જપિ-ન રસને નામ વિમલ રાઘવ તણું

આમાંનું હારમાળામાં આવતું 'જપનિ જિહ્વા વિમલ નામ રાઘવતણું' એ પદ અને ઉપરતું રજુ પદ એક જ છે. આ બીજા પદને અંતે ભીમની નીચે મુજબ છાપ પ્રાપ્ત થાય છે:—

"ભીમ કેશવદાસ કર જોડી વીનવિ
દેવ દેવેસ ઇમ ઈસ બોલિ. ૪"

૩ જા પદની છેલ્લી કડીમાં ભીમ પુરુષોત્તમદાસ નામનો ઉલ્લેખ કરે જે પ્ર. પ્રકાશ પ્રમાણે ભીમનો એક ગુરૂ છે:—

"ભીમ ભણિ આપુ પરસોતમ તવ વરદ પંકજ-સેવણું."

સાં. ૧૫૭૫ જેટલા જૂના ચોપડામાં ભીમના જ પ્રબોધ-પ્રકાશની પહેલાં અને પછી લખાયેલાં આ પદ પ્રબોધપ્રકાશવાળા **ભીમનાં** જ હશે એમ માનીને લહિયાએ લીધાં હોવાં સંભવે છે. અને એ ખરું જ હોય તો ભીમ કેશવદાસે ઝૂલણામાં પદ રચ્યાં સંભવે છે. આ જૂનાં પદ ઉપરથી એ વસ્તુ સૂચિત થાય છે:—

(૧) વિક્રમના ૧૬ મા શતકના પૂર્વાર્ધમાં થયેલા ભીમે ઝૂલણામાં પદ રચ્યાં છે; કૃષ્ણક્રીડાકાવ્ય (સાં. ૧૫૯૨)ના રચયિતા કાયસ્થ કેશવદાસે તો એ કાવ્યને અંતે એક ઝૂલણાનું પદ રચ્યું જ છે; એટલે એ બંનેએ નરસિંહનું અનુકરણ કર્યું સંભવે.

(૨) હારમાળાના સંવાદમાં આવતો ભીમ કદાચ સંન્યાસી હોય; હારમાળામાંના સંવાદમાં ભીમને સંન્યાસી કહેવામા આવ્યો તો છે. સાં ૧૫૧૨માં એ યુવાન હોય અને સન્યાસી થઈ માંડલિકના સંપર્કમાં આવ્યો હોય અથવા તો જૂનાગઢમાં જ અગ્રે જમાતી થોડા સમય માટે રહ્યો હોય, તો એ સંભવે. પ્રબોધપ્રકાશ એની છેલ્લી કૃતિ છે, અને એ સાં. ૧૫૪૬ની, એ એની પાછલી વયનો ગ્રંથ હોય. હરિલીલા સિદ્ધપુરમાં અને પ્રબોધપ્રકાશ પ્રભાસમાં રચે છે એ પણ એ ફરતારામ હોવાની વાતને થોડી પુષ્ટ કરે ખરી માત્ર એનું નામ ભીમ જ છેવટ સુધી છે, એ આપણને શંકામાં નાખે. આ શંકાનું સમાધાન એને નૈષ્ઠિક બ્રહ્મચારી માનતાં આવે ખરું. આ અનુમાન ખરું હોય તો એના જેરે પણ નરસિંહને એના વૃદ્ધમાન્ય કાળથી ચતરાવવો નહિ પડે.

## પુરવણી

### અન્યાન્ય પ્રતોમાં આવતો પદક્રમ

હારમાળાનું પહેલું સંપાદન થઈ ચૂક્યા પછી અને કાવ્ય છપાઈ ચૂક્યા પછી બીજી બે પ્રતો હાથ લાગી હતી. આ પ્રતોનો શ્રી. મુનશીએ ઉપયોગ કરેલો છે. એ પ્રતો તે એમની **દીપાર**

(સાં. ૧૭૬૨માં લખેલી ૯૦ પદવાળી) અને દ્વાપાડ (સાં. ૧૭૬૪માં લખેલી માત્ર ૬૭ પદ આપતી). આમાંની ૯૦ પદવાળી કોઈ વિશિષ્ટતા ધરાવતી નથી અને તત્રિને અનુસરનારી છે અને ૭૮ પદવાળો ક્રમ રજૂ કરે છે; જ્યારે ૬૬ પદવાળી દ્વાપાડ ૬૭ પદ આપે છે; એનો ક્રમ આમ છતાં દ્વાપા૪-ઘ-ન્નને મળતો નથી, તેમજ ગ ને પણ મળતો નથી. નીચેના કોઠામાં બતાવ્યા મુજબ "બાઇ મુને હરિ જોવાની ટેવ પડી" એ પદ એમાં ૯મું છે અને પછીનાં પદોમાં મોટો વ્યુત્ક્રમ છે અને કેટલાંક પદ નથી, ત્યારે ૭ પદ આ પૂર્વે આપેલા ચારે પ્રવાહ—( જુઓ આ પહેલાં શરૂની ચર્ચા. )—માં ન આવતાં આપે છે, જે પરિશિષ્ટ ૭માંમાં આપ્યાં છે.

અહીં ઉપયોગી થાય એ માટે સાં. ૧૭૩૩વાળી તત્રિને પ્રધાન રાખી પદક્રમ, પદભેદ વગેરે આપું છું; આમાં પાછળથી મળેલી દ્વાપાર અને દ્વાપા૩ ને પણ સમાવી લેવામાં આવી છે, જે ઉપરથી ક્યાં પદ ક્યાં ઉમેરાયેલાં છે એ જાણી શકાશે. અહીં એ બતાવતું આવશ્યક છે કે હારમાળાનાં જે ૮૧ પદ સળંગ ક્રમમાં રૂ પ્રતમાં મળ્યાં છે તેના ઉપર આધાર રાખી મૂળ કાવ્ય ૮૧ પદનું છપાવી, વધારાનાં પદ, જેમાં ઘ નાં આરંભનાં ૨ પદ જે પરિશિષ્ટ ૧લામાં આપવામાં આવ્યાં છે, તે સિવાયનાં પરિશિષ્ટ ૨, ૩, ૪, ૫ માં આપવામાં આવ્યાં છે, એ પણ રૂ પ્રતમાં તો પ્રાપ્ત જ છે, પણ કાવ્યના સળંગ ક્રમથી બહારનાં છે. દ્વાપારનો હું પ્રથમથી ઉપયોગ કરી શકયો નહોતો; છતાં એનો જ ક્રમ બરોબર સાચવી રાખતી રૂ પ્રત મળી જવાથી કશી મુશ્કેલી નડી નહોતી. ભગવત્કૃપાથી ચોથો પ્રવાહ ધરાવતી સંપૂર્ણ હારમાળા આમ સાધી શકાઈ છે.

અહીં જે આ નીચે કોઠો આપવામાં આવ્યો છે તેમાં પ્રથમ સંભવિત હારસમેનાં સ્વતંત્ર પદ, પછી ૬૫ પદનો ઉલ્લેખ કરતી પાંચે પ્રતોનો ક્રમ આપી છેલ્લે આ સાથે પ્રસિદ્ધ થયેલો મુદ્રિત કાવ્યનો ક્રમ આપવામાં આવ્યો છેઃ—

| દાસમેતનાં સ્વતંત્ર પદ | હીરા સં. ૧૭૬૪ (પદ ૧૭) | હીરાર સં. ૧૭૮૦ (પદ ૨૩) | સં. ૧૭૬૩ (પદ ૧૬) | ઙ (પદ ૧૭) | ન સં. ૧૭૬૫ (પદ ૧૭) | ઘ સાં. ૧૭૬૫ (પદ ૬૫ મે ત્રુટક)<br>તત્રિ સાં. ૧૭૩૩ (પદ ૬૬ „<br>ફ (લગભગ પૂરી)<br>હીરાર (સાં. ૧૭૬૨ ની ૯૦ પદ વાળી પૂર્ણ, (શરૂઆતનાં ૨૨ પદ નથી) | હીરા (શ્રી. ત્રિ. પારેખની) (પદ ૪૨) | ક સાં. ૧૮૬૫નું પુસ્તક | [illegible] | સમ્પાદિત ૮૧ પદની હાર-માળામાં સ્વીકારાયેલો ક્રમ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | ૯ | ૧ | ૧ | ૧ | ... | ૧ બાઈ રે મુનુનિ હરિ જોવાની | ૧ | ... | ... . | ૧ |
| ... | ... | ૨ | ૨ | ૨ | ૮ | ૨ કોણુ ઓળખીલો નિ કુણુ છિ નાથ | ૨ | ... | ... | ૨ |
| ... | ... | ૩ | ૩ | ૩ | ૯ | ૩ બાઈ રે બોળાઈ રીસ જ કીધી | ૩ | ... | ... | ૩ |
| ... | ... | ૪ | ૪ | ૪ | ૧૦ | ૪ આગિ કળિયુગનાં લોક | ૪ | ... | ... | ૪ |
| ... | ... | ૫ | ૫ | ૫ | ૧૧ | ૫ ગરઢા થંશિ ત્યવારિં | ૪૩ | ... | ... | ૫ |
| ... | ૮ | ૬ | ૬ | ૬ | ૧૨ | ૬ શ્રીકૃષ્ણસ્વામી, એક રાત | નથી | ... | ... | ૬ |
| ... | ૬૩ | ૭ | ૭ | ૭ | ૧૩ | ૭ અહિંઆ લોક તે અસગટ | ૧૦ | ... | ... | ૭ |
| ૭ × | ૧૧ | ૮ | ૮ | ૮ | ૧૪ | ૮ એક અવનીધરા, દેવ દામોદરા | ૨૬ | ... | ... | ૮ |
| ... | ૧૭ | ૯ | ૯ | ૯ | ૧૫ | ૯ છાની વાત હૂતી તે | નથી | ... | ... | ૯ |
| ... | ૧૨ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૬ | ૧૦ જ્યપનિં જિહ્વાં વિમળ | „ | ... | ... | ૧૦ |
| ... | ૧૩ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૭ | ૧૧ વિધ્યી તારગા રે | „ | ... | ... | ૧૧ |

× ૧૧ ને આ બે પદો પર છે; જુઓ 'પુત્ર વિધિ' પદ.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | +૧૬ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૮ | ૧૨ જો ગિરિ મોટા તો | નથી | ... ... | ૧૨ |
| ... | *૧૮ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૯ | ૧૩ તે કયમ મૂકીઇ રે | ૧૪ | ... ... | ૧૩ |
| ... | ... | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૦ | ૧૪ નરસિંહાશ્રમ કિહિ સંન્યાસી | ૭ | ... .. | ૧૪ |
| ... | ... | ૧૫ | ૧૫ | ૧૫ | નથી | ૧૫ રિહિ રે ભગવા લવલવ | ૮ | ... ૧ | ૧૫ |
| ... | ... | ૧૬ | ૧૬ | ૧૬ | ૨૧ | ૧૬ માહારાંડનો માળ ધરાવિ | ૯ | ... ... | ૧૬ |
| ... | ... | ૧૭ | ૧૭ | ૧૭ | ૨૨ | ૧૭ રે ભગવા ! તે મિં મૂક્યો | નથી | ... ... | ૧૭ |
| ... | ૧૯ | ૧૮ | ૧૮ | ૧૮ | ૨૩ | ૧૮ સત્તર સંન્યાસી | " | ... ... | ૧૮ |
| .. | ૨૦ | ૧૯ | ૧૯ | ૧૯ | ૨૪ | ૧૯ નરસૈંયો બોલ્યો વાણી | " | ... ... | ૧૯ |
| ... | ૧૧ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૫ | ૨૦ કુચ વિચિં હાર અનોપમ | " | ... ... | ૨૦ |
| ... | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૧ | ત્રૂટક | ૨૧ સમાચાર હુતા તે રાજાએ | " | ... ... | ૨૧ |
| ... | ૨૪ | ૨૨ | ૨૨ | ૨૨ | ... | ૨૨ માતાને જઈને | " | ... ... | ૨૨ |
| ... | " | ૨૩ | ૨૩ | ૨૩ | ... | ૨૩ પોળ્યના પંડિત પૂછ્યનાં | " | ... ... | ૨૩ |
| ... | ૨૫ | ૨૪ | ૨૪ | ૨૪ | ... | ૨૪ કોણે કહ્યો કપટી | " | ... ... | ૨૪ |
| ... | ... | ૨૫ | ૨૫ | ૨૫ | ... | ૨૫ ત્યવારે નાગરે મ્યળી | " | ... ... | ૨૫ |
| ... | ૫૪ | ૨૬ | ૨૬ | ૨૬ | ... | ૨૬ જનનીઇ | " | ... ... | ૨૬ |
| ... | ... | ૨૭ | ૨૭ | ૨૭ | ... | ૨૭ લક્ષ્મી ત્રૂઠાં કૃપા કરી | " | ... ... | ૨૭ |

+ ૧૪—૧૫ આંકનાં કોઇ પદ જ નથી.

* ૧૮ મા આંક પર બે પદ છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | ૨૬ | ૨૮ | ૨૮ | ૨૮ | ... | ૨૮ ચૈત્ર સુદિ ત્રયોદશી | નથી | ... ... | ૨૮ |
| ... | ૨૭ | ૨૯ | ૨૯ | ૨૯ | ... | ૨૯ રાજાઈ સમાચાર | ,, | ... ... | ૨૯ |
| ... | ૨૮ | ૩૦ | ૩૦ | ૩૦ | ... | ૩૦ વૈરાગ પાખે નથી | ૧૫ | ... ૨ | ૩૦ |
| ૨ | ... | નથી | નથી | નથી | ... | ૩૧ દુરિજન લોક કિંહિ | ૧૭ | ... ... | ૩૧ |
| ... | ૩૦ | ૩૨ | ૩૨ | ૩૨ | ... | ૩૨ તૂંને નિર્ભિ નિદ્રા | નથી | ... ... | ૩૨ |
| ૩ | ૧૯ | ૩૧ | ૩૧ | ૩૧ | ... | ૩૩ સદા તૂં દયાશીલ | ૨૪ | ... ૮ | ૩૩ |
| ... | ૩૭ | ૩૪ | ૩૪ | ૩૪ | ... | ૩૪ ગર્વ ન કીજે ગિહિલડા | ૨૫ | ... ... | ૩૪ |
| ૮ | ૪૦ | ૩૩ | ૩૩ | ૩૩ | .. | ૩૫ દેવા ભક્તાચા ઈશ | ૨૮ | ... ... | ૩૫ |
| ... | ૩૯ | ૩૬ | ૩૬ | ૩૬ | ... | ૩૬ કાગી કપટી ચૂપી | નથી | ... ... | ૩૬ |
| ... | ૩૮ | ૩૫ | ૩૫ | ૩૫ | ... | ૩૭ શ્રીમદમાતો ભીધરા | ,, | ... ... | ૩૭ |
| ... | ... | ૩૮ | ૩૮ | ૩૮ | ... | ૩૮ પરમ ધામ પામેવા | ,, | ... ... | ૩૮ |
| ૪ | ... | નથી | નથી | નથી | ... | ૩૯ માધારિ તાહારા નામ- | ,, | ... ૫ | ૩૯ |
| ... | ૩૨ | ૪૦ | ૪૦ | ૪૦ | ... | ૪૦ રામાનંદ સંન્યાસી | ,, | ... ... | ૪૦ |
| ૯ | ૩૬ | ૩૯ | ૩૯ | ૩૯ | ... | ૪૧ તૂં કિશા ઠાકુર? | ૧૧ | ૩ ૬ | ૪૧ |
| ... | ૩૪ | ૪૨ | ૪૨ | ૪૨ | ... | ૪૨ હસ્યા તૂંને હાર ન આપે | ૧૯ | ... ... | ૪૨ |
| ... | ૩૫ | ૪૩ | ૪૩ | ૪૩ | ... | ૪૩ હસ્યા હુંનિ શાપ ન | ૨૦ | ... ... | ૪૩ |
| ... | ૪૮ | ૪૪ | ૪૪ | ૪૪ | ... | ૪૪ રજની સઘળી | નથી | ... ... | ૪૪ |
| ૧૦ | ૩૧ | ૪૫ | ૪૫ | ૪૫ | ... | ૪૫ દેવા! અમગી વાર કાં | ૪૨ | ૪ ૯ | ૪૫ |
| ... | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ... | ૪૬ હારનથી હાળચો રે | નથી | ... ... | ૪૬ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | .. | ૪૭ ચોહોદમ જોઊ તાહારી | ૬૦ | | ૩ | ૪૭ |
| ... | ... | નથી | નથી | નથી | .. | ૪૮ વિભિચારશું પ્રીતડી | ૬૬ | ૨ | ... | ૪૮ |
| ૫ | ... | ,, | ,, | ,, | .. | ૪૯ કૂણ આગળ્ય જઈ | નથી | ... | ... | ૪૯ |
| ૬ | ... | ,, | ,, | ,, | ... | ૫૦ દયા આણ, દામોદરા! | ૬૮ | ... | ... | ૫૦ |
| ૧૧ | .. | ,, | ,, | ,, | | ૫૧ પરણીનિ' પારકે | ૬૯ | ... | ... | ૫૧ |
| ૧૨ | ... | ,, | ,, | ,, | . | ૫૨ હત્યા, શ્રવણ-સૂનો | ૭૦ | ... | ... | ૫૨ |
| ૧૩ | ... | ,, | ,, | ,, | . | ૫૩ મોગરે શું મોહી | ૪૬ | ... | ... | ૫૩ |
| ૧૪ | ... | ,, | ,, | ,, | . | ૫૪ કરિ કરુણા કિપા— | ૬૫ | ... | ... | ૫૪ |
| ૧૫ | ... | ,, | ,, | ,, | .. | ૫૫ સારથ્ય કર, શામળા! | ૬૪ | ... | ... | ૫૫ |
| ૧૬ | ... | ,, | ,, | ,, | ... | ૫૬ વિશ્વપાળક કરું | નથી | ... | ... | ૫૬ |
| ૧૭ | ૩૩ | ૩૭' | ૩૭ | ૩૭ | . | ૫૭ હારનિ કાજિ શૂં હઠ | ૬૨ | ૨ | ૭ | ૫૭ |
| ૧૮ | .. | નથી | નથી | નથી | ૬૪ | ૫૮ આપને હાર સુત | ૪૮ | ... | ... | ૫૮ |
| ૧૯ | ... | ,, | ,, | ,, | ... | ૫૯ નદના નંદ | નથી | ... | ... | ૫૯ |
| ૨૦ | ... | ,, | ,, | ,, | ... | ૬૦ પ્રથમ પ્રીત્ય માંડી | ,, | ૫ | ૧૦ | ૬૦ |
| ૨૩ | ૪૫ | ૪૧ | ૪૧ | ૪૧ | .. | ૬૧ હત્યા હારને કાજિ વિવળ | ,, | ... | ... | ૬૧ |
| ... | ૪૧ | ૪૮ | ૪૮ | ૪૮ | ... | ૬૨ આધાર હૂતો રે હરિ | ૫૪ | ... | ... | ૬૨ |
| ... | ૪૨ | ૪૯ | ૪૯ | ૪૯ | ... | ૬૩ સામળિઆ સનેહી | નથી | ... | ... | ૬૩ |
| ... | ૪૩ | ૫૦ | ૫૦ | ૫૦ | ... | ૬૪ માહરા રે જીવન વાહલા | ,, | ... | ... | ૬૪ |
| ... | ૪૪ | ૫૧ | ૫૧ | ૫૧ | ... | ૬૫ અમારી વીનતી [જ નૂટક] | ,, | ... | ... | ૬૫ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ... | ... | ૫૨ | ૫૨ | ૫૨ | ... | ૬૬ ક્રોધ્યેક ધર્મનિંદા [તત્રિ ,,] | નથી | ... ... | ૬૬ |
| ... | ... | ૫૩ | ૫૩ | ૫૩ | ... | ૬૭ પછે સબળા કાઢશે ખોડ | ,, | ... ... | ૬૭ |
| ... | ... | ૫૪ | ૫૪ | ૫૪ | ... | ૬૮ તું'ને ભક્ત કયમ વીસરે? | ,, | ... ... | ૬૮ |
| ... | ૨૧ | ૫૫ | ૫૫ | ૫૫ | ... | ૬૯ કો કેહેશે માહારાડનો | ,, | ... ... | ૬૯ |
| .. | ૫૧+૪૯ | ૫૬ | ૫૬ | ૫૬ | ... | ૭૦ સામળિયા ગોપીઓ માંહે ફરતો | ,, | ... ... | ૭૦ |
| ... | ૫૦ | ૫૭ | ૫૭ | ૫૭ | ... | ૭૧ સખી માહારી તું | ૫૬ | ... ... | ૭૧ |
| ... | ... | નથી | નથી | ૫૮ | ... | *—૧. નાનકડી વહુઅ | નથી | ... ... | પરિ. ૨જુ ૫૬૧ |
| ... | ... | ,, | ,, | ૫૯ | ... | *—૨. અમે ઘેલાં રે અમે ઘેલાં | ,, | ... ... ,, | ,, ,, ૨ |
| ... | ૫૩ | ૫૮ | ૫૮ | ૬૦ | ... | ૭૨ મેહેતા ધરણીધર | ,, | ... ૪ | ૭૨ |
| ૨૫ | ૫૫ | ૫૯ | ૫૯ | ૬૧ | ૬૧ | ૭૩ ભક્તિ વાહલી નાથ ! | ૬૪ | ... ... | ૭૩ |
| ૨૬ | ... | ૬૦ | ૬૦ | ૬૨ | ૬૨ | ૭૪ ભક્તિ નાપે નાથ | નથી | ... ... | ૭૪ |
| ... | ૬૦-૬૧ | ૬૧ | ૬૧ | ૬૩ | ૬૩ | ૭૫ હું માગૂં તે મુક્તિ | ,, | ... ... | ૭૫ |
| ... | ... | ૬૨ | ૬૨ | ૬૪ | ૬૬ | ૭૬ દાતણ કરતી વેળાએ | ,, | ... ... | ૭૬ |
| ... | ૫૬-૫૭ | ૬૩ | ૬૩ | ૬૫ | ૬૭ | ૭૭ આફણીઇ જોને દ્વાર | ૭૬ | ... ... | ૭૭ |
| ... | ૫૮ | ૬૪ | ,, | ૬૬ | ,, ૬૮ | ૭૮ માહરો ઠાકુર | નથી | ... ... | ૭૮ |
| ... | ૬૭ | ૬૫ | ૬૪ | ૬૭ | ૭૧ | ૭૯ ×સંવત પંનર બારોતરો | ,, | ... ૧૧ | ૮૧ |
| ... | ... | ૬૬ | ૬૫ | ૬૮ | ૬૯ | ૮૦ દામોદર દયાનિધ | ,, | ૬ ... | ૭૯ |
| ... | ૬૨ | ૬૭ | ૬૬ | ૬૯ | ૭૦ | ૮૧ દામોદરે દયા કીધી | ૮૧ | ૭ ... | ૮૦ |

* આ બંને પદો કીપા ૨ મા નથી.

આ પ્રમાણે પ્રથમ સંપાદનમાં બધાં મળી ૧૦૧ પદ રજૂ થયાં હતાં. આ બીજું સંપાદન કરતી વેળા હારમાળા વધીને ૨૩૧ પદોની થઈ ચૂકી એ સુધીનાં પદ સમાવી લેવાનો પ્રયત્ન કર્યો છે.

પરિશિષ્ટ ૮ મામાં "નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ" (ગુજ. પ્રેસ) અને સ્વ. કાંટાવાળાની પ્રેમાનંદકૃત "હારમાળા" ઉપરથી સંયુક્ત સંપાદન આપવામાં આવ્યુ છે. આમ ૯૦ પદવાળા ક્રમ અને ૧૬૨ પદવાળા ક્રમ વચ્ચેનાં ઉમેરાયેલાં પદ—દીવાના ક્રમસહિતનાં સમાવિષ્ટ થઈ ગયાં છે. પરિશિષ્ટ ૯ મામાં "નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ"ની હારમાળાના પરિશિષ્ટમાં આવતાં વધારાનાં પદ લીધાં છે. પરિશિષ્ટ ૧૦ મામાં ૨૧૭ પદોનો ક્રમ વધારાનાં પદ સહિત આપો બતાવાયો છે, જ્યારે પરિશિષ્ટ ૧૧ મામાં ૨૩૧ નો ક્રમ થતાં ૨૧૭ ના ક્રમમાં જે ઉમેરણ થયું છે તેટલાં પદ બતાવવામાં આવ્યાં છે. અહીં બધાં મળી ('શોધપત્ર'માંના ૧ પદ સહિત) આમ ૩૨૦ પદ થાય છે. આમ છેલ્લો ૨૩૧ પદોનો ક્રમ થતાંયે ખાસાં ૮૯ પદ એવાં છે કે જેમાંનાં ઘણાંખરાં જૂનાં છતાંયે એ મોટા ક્રમમાં નથી આવ્યાં. હારમાળાની સંખ્યાબંધ વાચનાઓ પૂર્વે થયેલી છે—તેમાં ૨૧૭–૨૩૧ નો ક્રમ આખરી છે, એટલે હારમાળા નીચે હવે કોઈ પદ બાકી રહેતું નહિ હોય.

પ્રેમાનંદનું કર્તૃત્વ (?)—સ્વ. કાંટાવાળાએ પ્રા. કા. ત્રૈ. માં છપાવેલી "હારમાળા"માં પ્રેમાનંદની છાપવાળાં પદ આપ્યાં છે જે પરિશિષ્ટ ૮ મામાં નોંધવામાં આવ્યાં છે. આશ્ચર્ય છે કે એવાં બધાં પદોને કોઈપણ હાથપ્રતનો ટેકો નથી; અને તેથી સ્વ. કાંટાવાળાની વાચના અપ્રતીતિકર અને તેથી અપ્રામાણિક સ્પષ્ટ છે. નરસિંહનું કર્તૃત્વ હો કે ન હો, પરંતુ પ્રેમાનંદનું તો સર્વથા નથી એ હવે પુરવાર કરવું પડે એમ નથી જ.

મધુવન—અમદાવાદ, ૬
તા. ૨૮–૬–'૫૦

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

## હારસમેનાં પદ

## હારમાળા

## પરિશિષ્ટ ૧ લું



## પરિશિષ્ટ ૨ જું



## પરિશિષ્ટ ૩ જું



## પરિશિષ્ટ ૪ થું



## પરિશિષ્ટ ૫ મું



## પરિશિષ્ટ ૬ ઠું

## પરિશિષ્ટ ૭ મું



## પરિશિષ્ટ ૮ મુ

## પરિશિષ્ટ ૯ મુ

પરિશિષ્ટ ૧૦ મું

## પરિશિષ્ટ ૧૧ મું

# શોધપત્ર

## પદ ૫ મું–રાગ મેવાડો

[ પરિ. ૯ મામાં ૬૫ મું પદ પૂરું ક્યાંય આવેલું નહિ ને નોંધવું રહી ગયું છે તે અહીં આપવામાં આવે છે —]

(૩૨૦) સાસરીએ પધારો રે, પુત્રી સાસરીએ પધારો રે. ટેક
હતો સંબંધ આપણો રે. જ્યાં લગી જીવનો નાત;

છે દુખણી મારી દીકરી, નાની નાની મૂકી મોઇ માત રે સા. ૧
ધીરજ ધરજો રે, પુત્રી ધીરજ ધરજો રે, છે દુઃખરૂપ સંસાર;
રોગો રુદયા ફાટશે રે. નથી આંસુ કે લોહોનાર રે. સા. ૨

છે પીયર તારું, પીયર તારું ગોકુળીયું રે, પિતા શ્રીગોપાળ;
દુઃખવેળા સંભારજો રે, શામળિયો લેશે સંભાળ રે. સા. ૩
એમ ના કીજે રે, પિતાજી એમ ના કીજે રે, નાથજીશું રાખો નેહ;
હાર આફણીયે આપશે, કેમ છબીલોજી દેશે છેહ રે. સા ૪
જેણે મામેરું કીધું, મામેરું કીધુ મારુંરે, ન્યાત માંહે રાખી લાજ;
હુંડી શીકારી શામળે, કેમ વિસરશે તે આજ રે. સા. ૫
સાસરે જઇને, સાસરે જઇને શું કરું રે, જો રુઠ્યા અશરણશરણ,
જ્યારે મંડળિક તમને મારશે, ત્યારે હું આથી પામીશ મરણ. સા. ૬

## શોધપત્રની પુરવણી

**હીપા** તરીકે નિર્દિષ્ટ થયેલી "નરસૈં મહેતાના આખ્યાન"ના અંતભાગમાં ત્રણ કડવાંથી સાંકળેલી ૮૪ પદની અજ્ઞાત કવિની **હારમાળાનાં** પદ પરિ. ૮ મામાં તેમજ હારસમેનાં પદ, હારમાળા, કે અન્યત્ર આવી જાય છે; છતાં ચારેક પદ એવાં છે કે જે પાઠાંતરથી પણ ક્યાંય સામ્ય ધરાવતાં નથી; એ અહીં આપવામાં આવે છે·—

(૩૨૧) પદ ૭૩–રાગ બિલાવલ

કૃપાનાથે કૃપા કરી દીધું દરસંન,
અવર કો નથી દેખતું બોલ્યા મધુર વચંન. કૃપા૦ ૧
મેહેતા તું વાહલો મુને અળગો નહી લગાર,
રીસ વચન સુણવા કારણે ક્ષણ લગાડી વાર કૃપા૦ ૨
રાજસભામાહે તેડીઓ થયો વાદવિસ્તાર,
નગરનિવાસી લોકને થયો ઉદ્વેગ અપાર. કૃપા૦ ૩
નિદ્રા નિશાએ નવ કરી ભક્તસંકટ જાણી,
ભક્તદુખે દુખણી પ્રજા તે પરિ કરુણા મેં આણી. કૃપા૦ ૪
રાજાને કોહો શીઘ્ર થઈ તેડો પુરના વાસી,
સહુ દેખતાં નરસૈંયાને હાર આપશે અવિનાશી. કૃપા૦ ૫

(૩૨૨) પદ ૭૪–રાગ બિલાવલ

મંડળીક પડો વજડાવીયો મેલ્યું આખું ગામ,
જે જ્યમ તે ત્યમ આવિયું તજી ધન ને ધામ. મંડ૦ ૧
સકળ વર્ણ એકઠી થઈ બીડ ભરી ચોહોફેર,
નરનારી ટોળે મળ્યાં કો ન રહ્યું ઘેર. મંડ૦ ૨
સકળ પ્રાણીને દયા કરી પ્રભુજીએ અપાર,
હાર આપવા પ્રગટિયા પોતે જુગદાધાર. મંડ૦ ૩

(૩૨૩) પદ ૭૫–રાગ ધનાશ્રી મેવાડો

એણી પેરે બોલ્યા ત્રિભુવનરાયજી,
કહ્યું શ્રીપાતને નમો મેહેતાજીને પાયજી. ૧
શ્રીપાત સરવે પ્રણામ કીધોજી,
અપરાધ ક્ષમા કરાવી લીધોજી. ૨
કર જોડીને કીધું સ્તવંનજી,
અમો નવ ઓળખ્યા મેહેતો ધંન ધંનજી. ૩
તમાહારી કૃપાએ થયુ હરિદરસનજી,
જપતપ કરતાં ન દીઠું સ્વપંનજી. ૪

વિષ્ણુભક્તનો મહિમા અગાધજી,
ન લહે મુનિયોગી કીધે સમાધજી. ૫
દેહ ધર્યાનું લહ્યું ફળ આજજી,
તમારે સંગે મળ્યા મહારાજજી. ૬
પારસને સ્પર્શે આયસ થયું હેમજી,
સાધુને સંગે વરત્યું ક્ષેમજી. ૭
પછિ રામાનંદે રાજા શાપ્યોજી,
ન માન્યું વચન હરિ હાર આપ્યોજી. ૮
ભક્તને હણ્યાનું કીધું મંનજી,
મંડળીક તાહારું જાશે રાજ્યાસંનજી. ૯
ત્રણ માસમાં થાશે કોપજી,
અપરાધ તાહારો કરશે લોપજી. ૧૦
મેહેતાજીએ માગી લીધુંજી,
કૃપા કરો સ્વામી કારજ સીધ્યુંજી. ૧૧
ભાવી પદારથ હતું જ્યમજી,
હાર હરિએ આપ્યો કીધો અતિશ્રમજી. ૧૨
મંડળીક મેહેતાને લાગ્યો પાયજી,
અપરાધ માહારો કરો ક્ષમાયજી. ૧૩
કોણ કરમે તાણી વાતજી,
દુરમતિ ઉપજી કરવા ઘાતજી. ૧૪
મેહેતા ઉચરે સાંભળ રાયજી,
તારી ઉત્પત્તિ જાણે તુજ માયજી. ૧૫

(૩૨૪) પદ ૮૦—રાગ મેવાડો ધનાશ્રી

આ પ્રકારનું પદ પરિ. ૮ માના ૧૪૯ મા પદની પાદટીપમાં કાંટાવાળાની 'હારમાળા'માંથી ૧૫૭મું છે, જે ચોપાઈમાં છે; જ્યારે હીપામાં ચોપાઈ દાવટીમાં છેઃ—

રાજા ચાલ્યો જનિતા ભણી, કોહો ઉત્પત્તિ મુજ તણી. ૧

ઢાળ

ઉત્પત્તિ પુછી દીકરે પછે જનુની એણી પેરે ઉચરી,
સાંભળો દીકરા કહુ તુજને તુજને પુરવકથા જે હુઈ ખરી. ૨
તુંને પુછવા એહ હારદ મેહેતેજીએ મોકલ્યો,
સાધન મનુષ દેહનું તુંને ગોર મેહેતોજી મળ્યો. ૩
એકવાર ઓધર્મ પામી કરી ઉઠી સ્નાન,
મુખ દીઠું પ્રતિહારનું, પછે તું હવો સંતાન. ૪
એહેની વાતને સાંભળી મંદેહ ટળ્યો મન રાય,
તત્ક્ષણ આવ્યો સભા માંહિ લાગ્યો મેહેતાજીને પાય. ૫
રામભક્ત જે ભીમ વૈરાગી નમ્યો ધરી આહલાદ,
મેહેતાજી મુઝને ક્ષમા કરજો મિથ્યા કીધો વાદ. ૬
મેહેતાજી પ્રત્યે શીખ માગી સહુ કો થયુ વિદાય,
સખીના ગળા માંહે હાય મુકી મેહેતોજી ઘર જાય. ૭
સંવત ૧૫ પંદર બારોતરો માઘ સુદ સાતમ ભોમવાર,
તે દિવસ દિવ્રીજે મેહેતાને આપ્યો હરિએ હાર. ૮
નગરલોક સહુ હરમન પામ્યા, વરત્યો જેજેકાર,
તે સભામાંહાં દામોદરજી પ્રગટ રહ્યા ઘડી ચાર. ૯
મુગટ કુંડળ માળા આપી આપ્યાં પીત વસ્ત્ર,
ફરી ફરી હરિ દે આલિંગન, પૂરણવદન પ્રસન ૧૦
દેવ ગગન રહી નિરખતા જય જય વાણી ઉચ્ચરે,
ધન ધન મનુષ નરસૈં નાગર ભક્તિએ હરિ વશ કરે. ૧૧
પુષ્પવૃષ્ટિ તાંહાં થઈ ઘણી, આનંદ ઉર ન મમાય
સરવે લોક અતિ હરખ ધરે, ઘેર ઘેર હારચરિત્ર સહુ ગાય. ૧૨
એહ ચરિત્ર અદ્‌ભુત પ્રગટ્યું, કળજુગ માંહાં કરુણા કરી,
[illegible] ૧૩

(૫) પદ ૫૮ મું—રાગ અસાઉરી

સહસ્ર અઠયાશિ કોડ તેત્રિશ. ગુણ ગંધર્વ જ્યસ ગાએ રે.
ઇંદ્ર તણા ઘર કવેરી અપછરા, નિત્ય નિત્ય કીર્તન કરાએ રે. ૧

ધ્રુ અમરિષ પ્રહલાદ વભિષણ, નિગમ ચાતુરમુખિ ગાએ રે.
હનુમંત શરીષા તાલ ધરે, ત્યાંહાં ગણના કશિ લેવરાએ રે ? ૨

[ ૩ જી કડી તરીકે જે કડી છે તે છપાયેલી ૭૮ મા પદની છેલ્લી કડી છે. ૭૮ મા પદમાં ૨ જી કડી તરીકે જે કડી છે તે જ ભાવની અને ૨—૩—૪ ચરણ તો એ જ એ આ ઉપરની ૨જી કડી છે; એટલે ખરું જોતાં આ પદની ૧ લી જ નવી છે. ૭૮મા પદની ૩ જી હ્રીપા ૨ ના એ જ પદ ( ૫૮ મા )માં નથી; એની મતલબ લેતું ઉપરનું પદ ૫૭ મું (ઢ) આખું વધારાનું મળે છે; આ પદ હ્રીપા માં છે એ ખાસ નોંધવા જેવું ગણાય. ]

(૬) પદ ૬૫ મું—રાગ રામગ્રી

રાષ રાષ ગોવિંદ ગારૂડી; મુને વિષમ સાપેણ્ય માયા આભડી.
કાલ વ્યાલ ઘણૂં બોલે રે, વિણ નાથ કોણ ટાલે રે. ૧
મુંહને લીલા લહેરે ઘણૂં ચગેરે, પીતાંબર પાંણી પાંય રે.
હવાં નરસ્હેઆચા સ્વાંમિ વાહાર રે, તહો વેગ્યે ધાઓ માહારાજ રે. ૨

(૭) પદ ૬૬ મું—રાગ એ જ

બોલ બોલ્ય વાહાલા અમશ્યું, નેહ લાગે નરહરી તમશ્યું. ૧
મુહને પ્રેમચી લહેર ઘણૂં કરજે રે. પીડા ભાગ્યા વિના નવ્ય ભાજે રે. ૨
પૂર્વ પુન્યે પામી રે, મલ્યો નરસૈઆચો સ્વામી રે. ૩

# પરિશિષ્ટ ૮ મું

## [ ન માં ક્ષેપક ] પદ ૧ લું-રાગ આશાવરી×

[ ભમાં જુઓ પરિશિષ્ટ ૧ લું. ]

શ્રીદામોદર મંદિર સુંદર, જુનાગઢ જાણો જુગ આજ;
ધર્મવંત અતિશાસ્ત્ર સનાતન,વિનાવૈષ્ણવ મંડળિકનું રાજ. શ્રી દામોદર૦

એક સમે મેહેતા મોસાળે, આવ્યા મામા મંદિર સાર;
નિત્ય પ્રત્યે બેસે હરિમંદિર, કરે કીર્તન હરિનો વ્યાપાર. શ્રી દામોદર૦

સુરસેના સખીઓની સાથે, ગાન તાન કરે રંગ અપાર;
મન શું મન પ્રસન્ન થઈ છબીલો, મહેતા કંઠ આરોપે હાર. શ્રી દામોદર૦

તે ચરચા ચાલી ચાચરમાં, સુણી મામો મન સોચે તેહ;
મેહેતાને શીખામણુ દીધી, તું આજ પછે ન કરીશ એહ. શ્રી દામોદર૦

ત્યારે મેહેતે મન વિમાસ્યું, એ પાપી મુને વારે આજ;
સમજે નહિ કાંઈ સાન વેણો, હાર આપે મને મહારાજ. શ્રી. દામોદર૦

સોરઠ સઘળે સોહોર થયો છે, કળિમાં કો કારણુ છે એહ;
નરસૈંયો હરિકીર્તન નવ મૂકે, હરિને ગમશે થાશે તેહ શ્રી. દામોદર૦

---

×હ મા પદ પૂરું થતા જૂની પદ્ધતિએ અંક છાપ્યા છે, તેથી આ પદ આરંભનું છે; પછી ૧ તરીકે આ પછીનું અને આગળ.

હ માં છેલ્લી ૩ લીટી નીચે પ્રમાણે છે :
હું હરિનું કીર્તન નવ મૂકું, હરિને ગમશે થાશે તેહ.
હું છું હરિનો હરિ છે મારા, એવી કેમ મૂકાએ પ્રીત;
પ્રેમાનંદ પ્રભુની સાથે પરસ્પર રમતું નીત. ”

[ન ક્ષેપક] પદ ૨ જું–રાગ આશાવરી [હ ૧]

લોક અણુસમજણા જમ તમ બોલે, રે કામની શું રમે કામી એહ;
કાનોકાન્ન વાત અન્યોઅન્ય કરતાં, જઇ રાજાશું પોહતી તેહ. લોક૦
રાજાએ મનમાં વિમાસિયું, એને તેડાવું મૂજ ભણી;
જોઉં જૂઠો કે સાચો ધરમી, કરું સભા સંન્યાસી તણી. લોક૦
સેવકને તેડી શીખ જ દીધી, નરસૈંયાને લાવો અહીં;
શીઘ્ર થઈ સેવક સૌ આવ્યા, મેહેતાનો ઉતારો જહીં. લોક૦
કહ્યું ચાલો મેહેતાજી વેગે, બોલાવે છે તમને રાય;
તેની સાથે ચાલ્યા મેહેતો, હરિ સાચાની કરશે સાય. લોક૦*

[ન ક્ષેપક] પદ ૩ જું–રાગ આશાવરી [હ ૨]

નાગર સઉ મળીને ચાલ્યા, વળી પ્રજાનો સાથ;
રાજસભામાં આવી બેઠા. કહે કર જોડી હાથ.
કહે નાગર સાંભળિયે રાયજી, અમો નવ રહેવાય;
અમારી વહુ બેટી સર્વે, નરસૈંયાને મંદિર જાય.
લાજ મૂકી નાત જાતની, લંપટ થઈ સૌ નારી;
પાયે ઘુઘરા વાજે રંગ રાચે, દીસંતી વ્યભિચારી.
લંપટ મેહેતો લંપટ નારી, લંપટ રંગે રાચે;
લંપટ થઈ હાથ કોટે મેહેલે, લંપટ થઇને નાચે.
રાયજી અમોને આજ્ઞા આપો, અમો પરદેશે જઇએ;
અમારી વહુ બેટી બેહેન બગડે, તે દુઃખ કોને જઈ કહિયે.
રાજા કહે ચિંતા નવ કરશો, અમો શીખામણ દેઉં;
આજ પછી જો કેલ કરે તો, પ્રાણ એહના લેઉં.
શ્રીપાત સંન્યાસી ગોસાંઈ ગુણવંતા, જોગી ભોગી જોડે;
વિપ્ર વેદીઆ રાય પાસે આવ્યા, મેહેતા તણે વરઘોડે.

---

*હ માં આ પછી ૨ લીટી વધારેઃ—
"સાંય કરો હરિ સાચા કેરી, મેહેતાને મન એવી હામ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને મેહેતાજી કરે પ્રણામ."

કહે શ્રીપાત અનર્થ થાય છે, નવ રહે કોની લાજ,
તમો વિના કો દુઃખ નવ ભાગે, સાભળિયે મહારાજ
દામ ધામથી રાવ જ આવી મડળિકને લાગી દાઝ,
જાઓ મેહેતાને વેગે લાવો, દેઉ શીખામણ આજ
મેહેતા મેત્રક સાથે ચાલ્યા, મનમા નહિ ચિંતાય,
મડળિક આગળ ઊભા રહ્યા, સમર્યા વૈકુંઠરાય

[ ન પ૦ ૧ ] પદ ૪ થુ-રાગ આશાવરી [ હ ૩ ]
(જુઓ હારસમેના પદ-પદ ૧ થુ-૨૯, પૃ ૩-૫ એ બે
• મળીને ન-હ મા આ એક પદ કરેલુ છે )

[ ન ક્ષેપક- ] પદ ૫ મુ--રાગ આશાવરી [ હ ૪ ]
[ ભ મા પદિ ૧ જુઓ ]

તેડયા સત્તર સન્યાસી મુમુક્ષ, પત્ર ફળ કદ કરતા જે ભક્ષ,
સહસ્ર સખા સહિત પરવર્યા તેણે પુસ્તક હાથે દડ ધર્યા
*[ આવ્યા સન્યાસી સભાને ધામ, તેનાં કહી સભળાવુ નામ,
ગોવિંદાશ્રમ માધવા અહી નરસિંહાશ્રમ મુકુદા તહી
રઘુનાથાશ્રમ અચ્યુતા જેહ અચ્યુતાશ્રમ શ્રીધર તેહ,
વિશ્વભરાશ્રમ વાસુદેવ પ્રધાન આવ્યા અવશ્યમેવ
અદ્વિતાશ્રમ કેશવ સ્વામી અનતાશ્રમ નારાયણ નામી,
શિવાનદ બાળકાશ્રમ માહી એ સત્તર સન્યાસી આવ્યા ત્યાહી
તે સર્વ સહિત બેઠો રાજન એક એકને દેતો બહુ માન, ]
નગર લોક આવ્યા સાભળી, જાણ્યુ પરમહસની મડળી મળી
સમીપ મેહેતા તેડયા ત્યાય, પરમહસ મડળી છે જ્યાય,
—તવ ભીમ ભણે મેહેતાજી સુણો, છે વિષ્ણુભક્તનો મહિમા ઘણો

* મોટા કાસવાળો ભાગ માત્ર ન-હ મા છે, ભ મા નથી

જે નરસિંહ છે વૈકુંઠનાથ, તે કામની કડે ન ઘાલે હાથ;
તું નટવર થઈ નાચે ને ગાયે, એ ધર્મ તે શો કહેવાયે ?
એ વૈષ્ણવતા ક્યાંથી લહી, એણી પેર ભીમ પૂછે સહી.×

[ન પદ ૨ ] પદ ૬ ઠું—રાગ ગોડી [હ ૫]

(જુઓ હારમાળા—પદ ૧ લું, પૃ. ૩૩.)

[ન પદ ૩ ] પદ ૭મું—રાગ આશાવરી [હ ૬]

(જુઓ હારમાળા પદ ૨ જું, પૃ. ૩૪.)

મેહેતા-ભાઈ મુને હરિગુણ ગાવાની ટેવ પડી,
સારા નાથજીને ન મૂકું એક ઘડી.
વિંધાયુ મન મારું નવ રહે અળગું,
પ્રભુ સાથે મારે પ્રીત જડી. ભાઈ૦
એક દિવસ ઉદ્યમને ગયો'તે,
તે લેને તું જાણી;
આખા દિવસને રળી ખપી આવ્યો,
ભાભીએ ન પાયુ પાણી. ભાઈ૦
મેં જાણ્યું ધ્રુવની પેરે કરુ રે,
એવી વાત ઉર આણી;
માતવચને ધ્રુવ તપને ચાલ્યા,
તેમ અમારે ભાભી ગોરાણી. ભાઈ૦
એમ મન નિશ્ચે કીધુ,
હરિગુણ ગાઉં વખાણી;
પોતે પોતાનું બિરદ પાળશે,
પૂરણ પ્રીત પ્રમાણી. ભાઈ૦
જેણે નામાનું લઈ છાપરુ છાઇ આપ્યું,
આપી કબીરને અવિચળ વાણી;

× હ માં આ પછી—
"પ્રેમાનંદ કે' જોઇ રહી સભા, મહેતાજી કોની ન ધરે પ્રભા."

તેપે તો હું હરિને વહાલો,
છબીલોજી આપશે પાણી. ભાઈ૦
એવાં એવા વચન સુણી મારાં,
ભાભી તે બોલ્યા વાણી,
ઊઠો દિયરિયા હું હસતી હુતી,
તત્ક્ષણ આપું પાણી ભાઈ૦
ધન્ય ધન્ય વહાલો ભાભી હૃદેમા,
વ સિ યા સા ર ગ પા ણિ,
ભણે નરસૈયો તે દહાડાની,
છબીલાશુ પ્રીત બધાણી ભાઈ૦

[ ન પદ ૪ ] પદ ૮ મુ-રાગ આશાવરી [ હ ૭ ]
( જુઓ હારમાળા પદ ૩ જુ-પૃ ૩૪. )

[ ન પદ ૫ ] પદ ૯ મુ-રાગ આશાવરી [ હ ૮ ]
( જુઓ હારમાળા પદ ૪ શુ-પૃ ૩૫ )

[ ન પદ ૬ ] પદ ૧૦ મુ-રાગ આશાવરી [ હ ૯ ]
( જુઓ હારમાળા પદ ૧૧ મુ-પૃ ૪૧ )

મહેતો-વિષયી તાર્યા રે વિષયી, વિષયી તારતા ન લાગી વાર રે,
પતિત હતા તે પાવન કીધા, ધરીને કૃષ્ણ અવતાર. વિષયી૦
કોઈ કહેશે વિષયી કિયા તાર્યા, જેણે એ રસ ચાખ્યો રે,
મન કર્મ વચન મહેતાજીને અર્પી નાથજી હૃદેમા રાખ્યો વિષયી૦
સાંભળ્ય ભીમ મે દીઠા વિનોદી, તમો મુક્તિ વાણી ન ગાઓ રે,
ધન્ય વૃદાવન ધન્ય નરસૈયો, જેનો નાથ હૃદેમા સમાયો વિષયી૦

[ ન પદ ૭ ] પદ ૧૧ મુ-રાગ આશાવરી [ હ ૧૦ ]

ભીમ-સાંભળરે નરસૈયા સાચુ મુજને દેખાડો અહી રે,
મોટાથી હરિ છે મહા મોટા, કેમ હૃદેમા સમાય સકી. સાભળરે૦
જો ગિરિ મોટા મહાચળ કહિયે, તો સાગર માંહી બીજે રે,
જો સાગર અતિ મોટા કહિયે, તો ધરા ઉપર ધરીજે. સાભળરે૦

જો પૃથ્વી અતિ મોટી કહિયે, તો શેષ મસ્તક કણિકા ભાર રે;
જો શેષ સમર્થ અતિ મોટો કહિયે, તો તીલકડે કરે હાર. સાંભળરે૦
જો મહાદેવ અતિ મોટા કહિયે, સુર ઇંદ્ર બ્રહ્મા જેહ રે.
તે સકળ વસે છે નિરંતર હરિના મુખમાં તેહ. સાંભળરે૦
એવા મોટા હરિ વિશ્વ પોતે ધરી, કેમ સમાય ઉર મંતતણે રે;
કોણ સાધન તને હરિ હૃદયે વસે, મૂકને હડ નાગરા બીમ ભણે. સાંભળરે૦

[ ન પદ ૮ ] પદ ૧૨ મું-રાગ સામેરી [ હ ૧૧ ]

મહેતો-મારા વાંહાલો બોલતાં વાધ્યું રે,
આણી આણી વાટડિયે, ઓ ભીમ ચાલ્યા વાટડિયે;
સાચું સગપણ સામળાનું, વિસરિયું તે તારી છાતડિયે. આણી૦
પેર પ્રભુની મુજને લાધી, મારા વહાલાજીને પ્રેમરસ ભાવે રે;
કુંકુમ કાજળ ટીલાં ટપકાં, નેહ વિના નાથ ને આવે. આણી૦
એ નેડો હવે હું નવ મેલું, રાખું હૃદયા મોઝાર રે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, આનંદ અંગ અપાર. આણી૦

[ ન પરિ. પદ ૬૩ ] પદ ૧૩ મું-રાગ આશાવરી* [ હ ૧૨ ]

( જુઓ હારમાળા-પદ ૧૮ મું, પૃ. ૪૬.)

---

* (ન ના પરિશિષ્ટમા પદ ૬૩ મુ મળે છે )
નમાં થોડો નજીવો પાઠભેદ જ છે, પણ ક્રમા ખૂબ વિભિન્નતા છે: –
સન્યાસી—(છ) સત્તા સંન્યાસીએ કીધો મચ (જ)
પ્રથમ થકી માંડયો પ્રપંચ
એ કપટી વાર્યો નવ રહે વાત સર્વ રાજાને કહે.
એ કપટીનો ફિટો પાર, દામોદરને ધરાવો હાર;
જો હાર ન આપે દામોદર રાય, તો માળા મેલીને આઘો જાય.
રાય કહે વારુ પરીક્ષા થશે, જેવો હશે તેવો જણાશે જશે.
રાયે વારતા માની ખરી, અવર વચન ના બોલ્યા ફરી.
મોગરાની માળા ગુથી કરી, શ્રી દામોદરને કંઠે ધરી;

[ ન પદ ૯ ] પદ ૧૪ મું-રાગ સિંધુડો [ હ ૧૩ ]
મંડળિક-અલ્યા કૂડ કપટી લપટી કાહવે સદા, પાખંડરૂપ નાગર જાત;
રાય મંડળિક મદભર્યો ઓચરે, સાંભળો કુલ મંડળી વાત.
જો હરિ હાર જ એને આપશે, તો દુખ નથી દેતા;
અચરજ દાખ્યા વિના નહિ છૂટે નાગરા, સબળ દામોદર રાય પિતા.
માળા તિલક પાખંડ રચે સદા, સુંદરી સંગ તું રંગ રાતો;
ભણે નરસૈયો, ધૂર્ત સુણ્ય નાગરા, આવડુ શું મદભેર ગાતો

[ ન પદ ૧૦ ] પદ ૧૫ મું-રાગ સિંધુડો [ હ ૧૪ ]
મહેતો-ભક્તાનો ઇષ્ટ તું કૃષ્ણ કહાવે સદા, નામ મૂકે શું જે નંદલાલા;
ઇંદ્રનો વૈભવ સુદામાને આપિયો, આજ કૃપણ થશે કાન કાળા.
હરિ મારો હાથિયો, કાળિનાગ નાથિયો, અર્ધ ઉતરડિયો જમુના ઘાટે,
તે બળ તાહરું કયાં ગયું કાનુડા, આજ નાઠો શું રાધાજી માટે.
શિશુપાલ નરકાસુર જરાસંધ જીતિયા,અનેક જોદ્ધા તણા છોડિયા બંધ;
પ્રબળ બગાસુર તૃણવત ત્રોડિયા, કેશી કંસના તે મોડયા કંધ.
ભાવે કભાવે જેણે તુંને આરાધિયો તે જંતુની જ્હેર ન આવે વળતો;
ભણે નરસૈયો સ્મરણ તારું કરે, રાખે બાળકને બાપ બળતો.

[ ન પદ ૧૧ ] પદ ૧૬ મું-રાગ મારુ [ હ ૧૫ ]
રઘુનાથાશ્રમ-અલ્યા રામજીનું લીજે નામ,
તેણે ભવ છૂટિયે રે,
તુંજ કૃષ્ણથી નવ સરે કામ,
મિથ્યા કાંસા કૂટિયે રે. અલ્યા૦
રામનું નામ નામદેવે લીધું,
તેની મોઈ જીવાડી ગાય.

---

એ સમાચાર મહેતા સાંભળી, ચાર સખી તેડાવી વળી,
નરસૈં મેહેતો (તવ) હરિકીર્તન કરે, હરે ધ્યાન હરિનું ધરે.
હરિકીર્તનનો જામ્યો રંગ, પ્રેમ પ્રસર વાધ્યો ઉમંગ.
પ્રેમાનંદ પ્રભુ ચિત્ત ધરે, (ત્યારે) મંડળિક મદભર્યો ઉચ્ચરે.

નિર્મળ નામ રામજી કેરું,
　　તે લેતાં કોટી પાતિક જાય. અહલ્યા૦
રાજીવલોચન ભવદુઃખમોચન,
　　દીનાનાથ દયાળ;
રામને મૂકી શું ગ્રહી રહ્યો છે,
　　ગૌચારન ગોપાળ. અહલ્યા૦
સીતાનો સ્વામી અંતરયામી,
　　જેને નામે ભવનિસ્તાર;
રઘુનાથાશ્રમ કહે નરસૈંયા સુણ,
　　માગ માગ રામજી પાસે હાર. અહલ્યા૦

[ ન પદ ૧૨ ] પદ ૧૭ મું–રાગ આશાવરી [ હ ૧૬ ]
(જુઓ હારમાળા–પદ ૫ મું.)

[ ન પદ ૧૩ ] પદ ૧૮ મું–રાગ સામેરી [ હ ૧૭ ]

ભીમ–જો જો રામજીને નિંદે નાગરો,
　　એને અધ્યાત્મ ગ્રહ્યાનો આધરો, ટેક૦
રામજી વિના કોણ ભવજળ તારે,
　　તું જોને મન વિચારી રે;
ચરણ શરણ પ્રતાપથી રે,
　　ઓધારી ગૌતમ નારી. જુઓ૦
સાગરમાં જેણે શલ્યા તારી,
　　ઢીમરને વૈકુંઠ આપ્યું રે,
ચિરંજીવી વિભીષણ કીધો,
　　રાવણનું કુળ ઉથાપ્યું. જુઓ૦
રામને જાણે શંકર સરખા,
　　તારક મંત્રનું હારદ લહે રે;
ભીમ ભણે કાં ભૂલે નાગરા,
　　ગર્જના કરી મુખે રામજી કહે. જુઓ૦

[ ન પદ ૧૪ ] પદ ૧૯ મું-રાગ સામેરી [ હ ૧૮ ]

મહેતા-બેસી રહેને, બેસી રહેને, રામદાસિયા,
અલ્યા તું બેસી રહે રામદાસિયા,
તે તો દભે રામ ઉપાસિયા અલ્યા૦
રામજીના સેવક હોય સમદૃષ્ટિ,
તે કોને નવ બોલે માઠુ રે,
રામ કૃષ્ણમાં અંતર શાનો,
ગ્યાન તારુ કર્યા નાઠુ અલ્યા૦
પૂરણ બ્રહ્મ છબીલો મારો,
જેણે ગોકુળ ગાય ચારી રે,
સત પાળ્યુ સીતાપતિ સ્વામી,
એક પતિવ્રત ધારી અલ્યા૦
જેણે કંસકુળ નિકંદન કીધુ
છેદ્યા રાવણનાં શીશ રે,
રાજ્ય વિભીષણ ઉગ્રસેનને આપ્યુ
એવા એ જગદીશ અલ્યા૦
તૂંબડા લીધે વિરાગ કીધે રામ મળે નહીં,
જ્યાં લગી નહિ વિવેક રે,
ભણે નરસૈયો સાંભળ ભુર ભીમડા
રામ કૃષ્ણ બેઉ એક અલ્યા૦

[ ન પદ ૧૫ ] પદ ૨૦ મુ રાગ સિંધુડો [ હ ૧૮ ]

ભીમ-શ્રીરઘુનંદન મ હું માનવી
દાનવી બુદ્ધિ ટાળો રે દેવા, ।
મનના સ્વાદ કરીને બોલિયે,
જાણિયે રામજી તારી સેવા
અકળ અવિનાશ અકાશ ગન કીજિયે
દીજિયે દર્શન રામ રૂડા,

જે રામનામનો વિશ્વાસ આવ્યો નથી,
તે નર ભવજળ મધ્ય બૂડ્યા.
અંબરીષ વિભીષણ પરમ વિચક્ષણ,
અંજનીસુત હનૂમાન દાસ,
બીમ ભણે જેણે રામજી ઓળખ્યા,
છૂટ્યો તેનો આ ગર્ભવાસ

[ ન પદ ૧૬ ] રાગ ૨૨ મું-રાગ મારુ [ હ ૨૦ ]

મેહેતો-શ્રીકૃષ્ણ મહારાજ, મારે તો શ્રીકૃષ્ણ મહારાજ,
રંગીલો છબીલો ને છોગાળો, અવરસું નહિ કાંઈ કાજ. મારે૰
દુર્મતિયા દુર્બુદ્ધિ કરીને, મિથ્યા આણે વાજ,
વિવેક વાતને કંઈ નવ જાણે, દિલમાં રાખે દાઝ. મારે૰
મન મમતા આણે, આપ વખાણે, જાણે નહિ કાંઈ મર્મ;
ભણે નરસૈયો કૃષ્ણ સેવ્યા વિના, ભાગે નહિ કાંઈ ભર્મ. મારે૰

[ ન પદ ૧૭ ] પદ ૨૨ મું-રાગ આશાવરી [ હ ૨૧ ]
( જુઓ હારમાળા પદ ૧૪ મું, પૃ ૪૩ )

[ ન પદ ૧૮ ] પદ ૨૩ મું-રાગ માલવ [ હ ૨૨ ]
( જુઓ હારમાળા પદ ૧૫ મુ, પૃ. ૪૪. )

[ ન પદ ૧૯ ] પદ ૨૪ મું-રાગ માલવ [ હ ૨૩ ]
( જુઓ હારમાળા પદ ૧૬ મુ, પૃ ૪૪. )

[ ન પદ ૨૦ ] પદ ૨૫ મું-રાગ મારુ [ હ ૨૪ ]
( જુઓ હારમાળા પદ ૧૭ મુ, પૃ. ૪૫. )

[ ન પદ ૨૧ ] પદ ૨૬ મું-રાગ માલવ [ હ ૨૫ ]

ભીમ-જે બ્રાહ્મણ તો વૈષ્ણવ કીમ છે, વૈષ્ણવ નવ બ્રાહ્મણ નામ;
માળા તિલક પાખંડ કરીને, તેં વણસાડ્યું આખું ગામ. જે બ્રા૰
ગાન કરીને ગાતો નાચે, નારી સકળ વૈષ્ણવડી કીધ;
નટવાની પેઠે શું કરે નાગરી, દામોદરરાયને દોષ કાં દીધ. જે બ્રા૰

પાખંડે પેટ ભરે બહુ પેરે, આજ મંડળિકે સહાયો હાથ;
ભીમ ભણે છૂટશો નરસૈંયા, જો જપશો તું રઘુપતિનાથ. જો આ૦

[ ન પદ ૨૨ ] પદ ૨૭ મું-રાગ આશાવરી [ હ ૨૬ ]

( જુઓ હારમાળા પદ ૭ મું પૃ. ૩૮. )

[ ન પદ ૨૩ ] પદ ૨૮ મું-રાગ આશાવરી [ હ ૨૭ ]

ગોવિંદાશ્રમ-ગોવિંદાશ્રમ કહે નરસૈંયાને,
અમે પ્રીછી પ્રીત તારી રે;
મહાવાક્ય ઉપદેશ વિના તને,
કીમ મળે દેવ મોરારી. ગોવિંદા૦
શ્રીપાત થઇને અમે સર્વશ મૂકયું,
અષ્ટાંગયોગ અમે સાધ્યો રે;
અમો દંડ કમંડળ ધારી રહ્યા,
તું માળા ધારી કેમ વાધ્યો. ગોવિંદા૦
નાચ્યા ખૂંદ્યા ને તાળ વજાડી,
એમ પરમ પદ નવ લહિયે રે;
ઉદર ભરવાને પાખંડ કરવા વળી,
લોકને અદેખા ન કહિયે. ગોવિંદા૦
મૂકને માળા ને તજને ગોવાળા
અમો આપિયે ૐકાર રે,
ગોવિંદાશ્રમ કહે નરસૈંયાને,
નાચે કૂદે ન પામે હાર. ગોવિંદા૦

[ ન પદ ૨૫ ] પદ ૨૯ મું-રાગ આ ગ [ હ ૨૯ ]

ગ્રહુતા-સિદ્ધિ ન હોય રે, શ્રીપાતને, સિદ્ધિ ન હોય રે;
વૈષ્ણવ વિના તર્યા નહિ કોય, શ્રીપાતને સિદ્ધિ ન હોય રે. ટેક૦
કીઆ સંન્યાસી શરણુ જ પામ્યા, દંડ ભેખ જટાધારી રે;
તું વૈષ્ણવની નિંદા કરે તો, નરક તણો અધિકારી શ્રીપાત૦

કાં સ્રી મરે કે ખાવા ટળે ત્યારે, મૂંડ મૂંડાવી ભગુવાં પહેરો રે;
પ્રેમ ભક્તિ વૈરાગ્ય વિના રે, ફૂંકાવો કાન બહેરો. શ્રીપાત૦
તારા ૐકારનું કરે અથાણું, મારી સાથે વૃંદાવન ચાલ રે;
ભણે નરસૈંયો મેલ તારું કમડળ, કરમાં આ તાળ ઝાલ. શ્રીપાત૦

[ ન પદ ૨૫ ] પદ ૩૦ મું-રાગ મારુ [ હ ૨૯ ]

ભીમ-વાંકી વાણી રે, મહેતા, તારી વાંકી વાણી રે;
ૐકારથી તાળ વખાણી, મહેતા તારી વાંકી વાણી. ટેક૦
રાગ કરી કીર્તન ગાએ, વળી વળી કોટ હલાવે રે;
ઉત્પાત વાત કરે નરસૈંયા તું, શ્રીપાતને તાળ ઝલાવે. મહેતા૦
નિર્ગુણ બ્રહ્મને મૂકી દઈને, વિષય શૃંગાર તું ગાય રે;
નાગી બ્રાહ્મણ ભ્રષ્ટ થયો શું, ક્યાં છે વૈકુંઠરાય. મહેતા૦
નિંદા કરે છે પરમહંસની, કોણે કીધો તને ઘેલો રે;
ભીમ ભણે ભજ નિર્ગુણ બ્રહ્મને, મૂકી દે છેલછબીલો. મહેતા૦

[ ન પદ ૨૬ ] પદ ૩૧ મું-રાગ પરજ [ હ ૩૦ ]

( જુઓ હારમાળા પદ ૧૩ મું, પૃ. ૪૨. )

[ ન પદ ૨૭ ] પદ ૩૨ મું-રાગ પરજ [ હ ૩૧ ]

સહુચરાનંદ-નથી પામવા રે, વૈરાગ વિના ભગવાન;
તને દર્શન ક્યાંથી ભાઈ, વિના આતમજ્ઞાન. નથી૦
વૈરાગ જો શુકદેવજીએ ભોગવ્યો, ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ રે;
તે વિદ્યા તે તારે ક્યાંથી, એ મિથ્યા કરવો વિવાદ. નથી૦
વૈરાગ જોને હતો વિદુરને, તે પામ્યો દેવ મોરાર રે;
તારી પેઠે કોઈએ ન ગાયો નાગો ભૂંડો શણગાર. નથી૦
લંપટપણે હરિ નહીં મળે, રાડ જ મિથ્યા લાગી રે;
સહચરાનંદ સ્વામી કે' છે નરસૈંયા, અસ્યા મુકને ગોપાલ થા વૈરાગી ન૦

[ ન પદ ૨૮ ] પદ ૩૩ મું-રાગ માલવ [ હ ૩૨ ]

મહેતા-મૂંડ મૂંડાવીને ટોપી ઘાલી, એમ ન થઈએ વૈરાગી રે;
અમો છું વૈષ્ણવ છેલછબીલાના, તે સાથે લગની લાગી. મૂંડ૦



મમતા ભાગી તે વેરાગી, અનહદ ત્યાગી ભોગે રે,
ભેખ ધરીને દ્વેષ કરે તે, જોગી અસુરને તોલે મિઠડે
સંસાર વેવાર સર્વે આચવિયે, વિકારથી વેગળા રહિયે,
સર્વે ભૂત સમદ્દષ્ટે પેખે તેને વેરાગી કહિયે મૂ૦
અભિમાને તે તો સુકૃત ખોયુ, પ્રીત રગ નથી લાગો રે,
ભણે નરસૈંયો ભેખ તજીને, પેહેરેને પચરસ્રનો વાગા મૂ૦

[ ન પદ ૨૮ ] પદ ૩૪ મુ-રાગ માલવ [ હ ૮૨ ]

માધવાશ્રમ-રહે રહે ઘેના નાગરા, આવડો શાનો અહકાર,
વૈષ્ણવ નામ ધરાવે તો, ચડભડવામા શો સાર રહે૦
હરિજન હોય તે થઇ ન ઘેલુ, રહે લક્ષ્મીવરમા લીન રે,
પચવિષય પચવસ્ત્ર તજીને એક ગ્રહે કોપીન રહે૦
શુકદેવ વ્યાસ, દુર્વાસા ભગુવા અંગીકાર કરતા રે
નાગરા નટવાની પેરે ભમતો, શણગાર કે દી ન ધરતા રહે૦
શ્રીકૃષ્ણ સ્વામી તો સર્વનો, ભક્તનો વિશ્રામ રે,
માધવાશ્રમ કહે નરસૈયા ભિન નથી કેશવ રામ રહે૦

[ ન પ ૩૦ ] પદ ૩૫ મુ-રાગ સામેરી [ હ ૩૪ ]

મેહેતા-એમ ઉપર શુ ભૂલો સન્યાસી ભેખ ઉપર શુ ભૂલો,
લગન નહીં લક્ષ્મીવર સાથે તેણે તમે તો ફૂલો ભેખ૦
જેને રગ રગીનાનુ લાગ્યો તે મનુ પામે સુખ,
ભેખ ધરીને ભગુવા પહેરે તે બહુ પામે દુખ ભેખ૦
મારે છે શામળિયો સાચો મુજને આપશે હાર ,
ભણે નરસૈંયો સુણો સન્યાસી તમને થશે ફિટકાર ભેખ૦

[ ન પદ ૩૧ ] પદ ૩૬ મુ-રાગ મારુ [ હ ૩૫ ]
( જુઓ હારમાળા પદ ૪૨ મુ પૃ ૬૧ )

[ ન પદ ૩૨ ] પદ ૩૭ મુ-રાગ મારુ [ હ ૩૬ ]
( જુઓ હારમાળા પદ ૪૩ મુ પૃ ૬૨ )

મેહેતા–શાપ ન લાગે રે, અસ્યા ભક્તને શાપ ન લાગે;
જેને દુર્વાસા આગે રે, અસ્યા ભક્તને શાપ ન લાગે રે. ટેક૦
અંબરીષને દુર્વાસા નડિયો, શાપ દીધો મહા માઠો રે;
સુદર્શન તે પૂઠે પળાયું, ત્યારે ઋષિ ચડપ દેતો નાઠો. અસ્યા૦
શિવ બ્રહ્માદિક દેવ મુનિજન, કોએ શરણુ નવ દીધું રે;
રાજાની જઈ સ્તુતિ કરી ત્યારે, ચક્ર વાળીને લીધું. અસ્યા૦
બ્રહ્મા રુદ્ર બેઉ સાખં જ પૂરે, દેવ ગંધર્વ સઉ જાણે રે;
ભણે નરસૈંયો નિષ્ફળ નહિ જાએ, કૃષ્ણને જેહ વખાણે. અસ્યા૦

[ ન પદ ૩૩ ] પદ ૩૮ મું–રાગ મારુ [ હ ૩૭ ]

*ભીમ–વિચારે હાર જડશે રે, અસ્યા તને હાર વિચારે જડશે;
વણ વિચારે વિપત પડશે રે, અસ્યા તને હાર વિચારે જડશે. ટેક૦
અસ્યા તું પાઘડી બાંધે પૂણાળી, ઝીણા જામા ને પટકા રે;
સ્ત્રી સામું જોઇ આંખ નચાવે, વળી કરે હાથના લટકા. અસ્યા૦
નગર સ્ત્રી તને મોહી રહી, તું લંપટ દંભધારી રે;
કામની કંઠે બાંહે ધરીને, નાચે નચાવે શું નારી. અસ્યા૦
હમણાં હાર મંગાવની મેહેતા, તારો કોણ છે દેવમોરારી રે;
*ભીમ કે બે ધરીનું સાટું, નહીંતર રાયજી નાંખશે મારી. અસ્યા૦

[ ન પદ ૩૩ ] પદ ૩૯ મું–રાગ પરજ [ હ ૩૮ ]

મેહેતા–હે હરિ! તારે ભરુંસે વળુંભ્યો રે, હું તો તારે ભરુંસે વળુંભ્યો. ટેક.
મંડળિક મુજને મારશે રે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે રે;
મારું તો કંઇ નથી જાતું, તારું ભક્તવત્સલ બિરદ જાશે. હું તો૦
પ્રલ્હાદથી હિરણ્યકશિપુ તાર્યો, અંબરીષથી દુર્વાસા રે;
એકવાર આ દુષ્ટોને હરાવો, મુજને તારી મોટી આશા. હું તો૦
સંન્યાસી સહુ વસ્તું બોલે, એ ઘણા ને હું એક રે;
વિનતિ કરે નરસૈંયો હાર માટે, વાહલા હવે વળ્યો આંક છેક. હું તો૦

* મંડળિક હ.

[ ન પદ ૩૫ ] પદ ૪૦ મું-રાગ સોરઠ [ હ ૩૯ ]

અદ્ભુતાશ્રમ-રહે રહે ઊભો નાગરા, હરિશું ન કીજે ગર્વ રે;
હઠે હાર આપે નહીં, તેં સુકૃત ખોયું સર્વ. રહે૰
હઠે દાનવ પદવી પામે, તે રહે થોડા કાળ રે;
તપોબળે વરદાન જ પામે, તે ઉથાપે ગોવાળ. રહે૰
હિરણ્યકશિપુ હઠે ભરાયો, જોને રાવણ દુર્યોધન રે;
અફળ પુરુષ નવ હઠ પામે, તું છોડને મમતા મન. રહે૰
કેમ કરી લજ્જા રાખે તારી, તેં હરિ ભજ્યા જમતમ રે;
અટપટી ગત ગોપાળની, એમ કહે છે અદ્ભુતાશ્રમ. રહે૰

[ ન પદ ૩૬ ] પદ ૪૧ મું-રાગ પ્રભાત [ હ ૪૦ ]

(જુઓ હારસમેનાં પદ-પદ ૩ જું, પૃ. ૫.)

[ ન પદ ૩૭ ] પદ ૪૨ મું-રાગ માલવ [ હ ૪૧ ]

નરસિંહાશ્રમ-વટલ્યો રે નાગર નરસૈંયો,
જેણે ઓટ્યું આહીરનું ખાધું રે;
અવર રસ સર્વ ઢળતો મૂક્યો,
વિષ હળાહળ પીધું. વટ૰
જેને બ્રહ્મા વેદ વખાણે,
લાગી જોગેશ્વરસું તાળી રે;
સનકાદિકને સ્વપ્ને ન આવે તે,
ક્યાંથી મળે વનમાળી વટ૰
જેને ખાંધે કામળી ને હાથે લાકડી,
તે ગૌ ચારવા જાય રે;
તે નરસૈંયાને સાથ બેસાડી,
એકઠો બેસી ખાય. વટ૰
સ્વપ્ન સાચું જાણી વળુંખ્યો,
મળા સ્વાદે ગાય રે;

નરસિંહાશ્રમ કહે તરે નરસૈંયો,
જો શ્રીપાતને શરણે જાય. ૧૮૦

[ ન પદ ૩૮ ] પદ ૪૩ મું-રાગ પ્રભાતિયું [ હ ૪૨ ]

મેહેતો—અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ ભમે,
પ્રીતની રીત તું શું રે જાણે;
પ્રીત વિના તું વિપરીત સુખ આચરે,
એમ અજ્ઞાન તું કેમ આણે. અ૦
વિશ્વવ્યાપક પાળક છે શ્રીહરિ,
તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ શારદ સદા જપે,
જે હરિ ગોપિકા પ્રેમ આણે. અ૦
જે રઘુવીર રઘુધીર કહાવે સદા,
દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી, સર્વ મધ્યે સદા,
તે અલ્પબુદ્ધિને ઘટ કેમ આવે. અ૦
અલ્પમતિ આચરે, જન્મ વૃથા કરે,
હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો હું અસત્ય ન આચરું,
લીન થયા વિના હરિ કેમ આવે. અ૦

[ ન પદ ૩૯ ] પદ ૪૪ મું-રાગ સોરઠ [ હ ૪૩ ]

( જુઓ બારમાળા પદ ૩૪ મું, પૃ. ૫૮ )

[ ન પદ ૪૦ ] પદ ૪૫ મું-રાગ વેળાવર [ હ ૪૪ ]

મેહેતો—મુક્ત અમે રહિયે નહીં, હરિયે આપ્યું છે મુખ;
કૃષ્ણલીલા રસ ગાઇયે, પ્રેમ પરમ સ્વરૂપ. મુક્ત૦
મુક્ત રહ્યા જે મુનિયો, તેને નડયું દુઃખ;
હરિરસને પીધા વિના, ભાગે નહીં ભૂખ. મુક્ત૦

હરિરસ પીને તરપત થયા, આવ્યા તે જન,
નરસૈંયાચા સ્વામીને મળ્યા, તેનાં ગયાં પાપપુણ્ય. મુન્ય૦

[ ન ૫૬ ૪૧ ] પદ ૪૬ મું–રાગ વેળાવર [ હ ૪૫ ]

રાવાશ્રમ–મેહેતા ગોટમ નવ ખીજિયે, સુધી સમજતી વાત,
નિર્મળ મન રાખી કરી, સમરને સીતાનાથ. મેહેતા૦
સાધનને ના નિંદિયે, સાધન સર્વ સત્ય,
સાધન સાધે પ્રથમથી, તો હોયે ગત્ય. મેહેતા૦
પ્રથમ મૂળ સાધન ખરું સાખ્યે સીઝે કામ,
કેશવાશ્રમ કે' સુણ રે મેહેતા, ભાવે ભજજે શ્રીરામ. મેહેતા૦

[ ન ૫૬ ૪૨ ] પદ ૪૭ મું–રાગ મારુ [ હ ૪૬ ]

રહેતો–રહેવા દે તારો રામ, ભગુવા, રહેવા દે તારો રામ,
તેનું અગ્ની વેળા છે કામ, ભગુવા, રહેવા દે તારો રામ. ટેક૦
કેશ પળાય ને નેણાં ગળે રે શ્રવણે સાંભળતા રહિયે
લગુતા વાધે શ્વાનની પેરે, ત્યારે રામજી કહિયે ભગુવા૦
જન્મતો જોગી કુટુંબ વિરોધી ખોઈ બેઠો ધણિયાણી
રંગીનો છબીલો નરસવાચો સ્વામી, તે કેમ શકે તું જાણી ભગુવા૦

[ ન માં નથી ] પદ ૪૮ મું–રાગ મારુ ટૂંકી ચાલ [ હ ૪૭ ]

પ્રલબ–બોલ્યો ક્રોધે પ્રલબ પ્રધાન મેહેતાનું ઉતારવા માન
અલ્યા નાગર હાર મગાવ શામળિયો સૂતો છે જગાન્ય
વાત કરતા થઈ વડી વાર, લંપટ નાગર મગાવની હાર,
સત ગયો તુંને સઉકો નમે, તું પરનારીશું રંગે રમે
વૈષ્ણવ થઈ વણસાડયું ગામ હવે નથી નાઠાનો ઠામ
મંડળિક રાય કોપ્યો મેરાણ, માથે મૃત્યુ આવ્યું નિરવાણ
લોક હસારથ હમણાં થશે, લંપટ તારો જશ તો જશે,
પ્રલબ પ્રધાને કરી બહુ રીસ, વાંણું વાતે છેદશું શીશ.

[ ન પદ ૪૩ ] પદ ૪૯ મું-રાગ કાફી [ હ ૪૮ ]

મહેતો-શું સૂતો સોડ તાણી, શામળા શું સૂતો સોડ તાણી;
મેં તો તારી દુર્બળ ન જાણી, શામળા શું સૂતો સોડ તાણી. ટેક.
સમોવડ સાથે શોભિયે રે, દેવતા સંગ, જુગદીશ;
કીડી ઉપર શો કુહાડો, મુજ રંક ઉપર શી રીશ. શામ૦
વૃંદાવન દ્રુમ શીતળ છાયા, જમુનાતટ સમીર;
રાધાજી તારા ચરણ તળાંસે, ઘણું ઊંઘ્યો શ્યામશરીર. શામ૦
જેમ જાગ્યો દ્રૌપદીને કાજે, સજની કીધી વહાર;
જરાસંધને કુંતી મૂકાવ્યા, રાજા તે વીશ હજાર. શામ૦
માનીતીને કાજે લાવ્યા, પારિજાતકનું ઝાડ;
નરસૈંયાને એક હાર આપતાં, શાનો ચડે છે પાડ. શામ૦
વસુદેવ નંદ તો મોતે મુઆ છે, મુજ ઉપર શો ક્રોધ;
ભણે નરસૈંયો હવે વાહલું વાયું, જાગ્ય રે જાદવ જોધ. શામ૦

[ ન પદ ૪૪ ] પદ ૫૦ મું-રાગ કાફી [ હ ૪૯ ]

પ્રસાદપુરી-તારે કાજે સૂતો, શામળિયો તારે કાજે સૂતો;
અસાર વિષયારસમાં ગૂંથ્યો, શામળિયો તારે કાજે સૂતો. શા૦
જ્યાં વિષય ત્યાં વિષ્ણુ નહિ રે, એમ બોલે વેદ પુરાણ;
રામ તજી જેણે વિષયરસ ગાયો, તે પુરુષ નહિ પણ પાષાણ. શા૦
સનકાદિક ને શંકર સરખા, નારદ શુક સુજાણ;
ગોરખ દત્ત, વસિષ્ઠ વખાણે, નિર્મળ શ્રીનારાયણ. શા૦
નારાયણને નિદ્રા નથી રે, નરસૈંયા તું અવિચાર;
પ્રસાદપુરી કહે તારો ઠંગ્યો સૂતો, જ્યારે તેં ગાયો શણગાર. શા૦

[ ન પદ ૪૫ ] પદ ૫૧ મું-રાગ કાફી [ હ ૫૦ ]

મહેતો-સાચાની કરે સહાય, શામળિયો સાચાની કરે સહાય;
શું જાણે શ્રીપાતો સાવે, હરિ તણો મહિમાય. શામ૦
તમો જાણો વિષયરસ ગાયો, મારો હરિશું પ્રેમ ભીમરાય;
હરિલીલા-શણગાર જે ગાતાં, વિષયો નહીં કહેવાય. શામ૦

શુક સનકાદિક નારદ શારદ હરિલીલા રસ ન્હાય
ભણે નરસૈંયો હરિરસ ગાતાં, સકળ કારજ સિદ્ધ થાય. શામ૦

[ ન ૫૮ ૪૬ ] પદ ૫૨ મું-રાગ રામગ્રી [ હ ૫૧ ]

( જુઓ હારસમેના પદ, પદ ૨૫ મું, પૃ ૨૮ )

[ ન ૫૮ ૪૭ ] પદ ૫૩ મું-રાગ દેશાખ [ હ ૫૨ ]

બ્રહ્મભાન્ધી-હઠ લીધે અર્થ ન થાય, મેહેતા હઠ લીધે અર્થ ન થાય રે,
આ૦ માસ બર્પયો ટળવળે, તેને મેઘ પાણી નવ પાય મેહે૦
સાચી સેવા વિના રામ રાચે નહિ, ખોટી તારી પ્રીત રે,
આકૂણિયે હાર આપે હરિ રે, હોય જોગ સાધ્યાની રીત મેહે૦
વાયુને રોધો, શરીરમા શોધો, ઘટ ઘટ રામજીને નિરખો રે,
બ્રહ્મભારથી કહે નરસૈંય, થા જોગી અમ સરખો મેહે૦

[ ન ૫૮ ૪૮ ] પદ ૫૪ મું-રાગ સામેરી [ હ ૫૩ ]

મેહેતો-ભોગી રે ભોગી, અલ્યા ભોગી રે ભોગી
જેના પાપ હોય તે થાય જોગી અમ થા અમે ભોગી રે ભોગી ટેક૦
જટા બધે જગદીશ મળે તો વડ વૈકુંઠે ચાલે રે,
દડ ધર્યે દીનાનાથ મળે તો, આંધળા લાકડી ઝાલે અલ્યા૦
ભસ્મ ચોળ્યે ભગવાન મળે તો ગર્ધવ છારમાં લોટે રે,
દડવતે દયાળ મળે તો ભોરિંગ બ્રહ્મને ભેટે. અલ્યા૦
વનમા વસ્યે વ્રજનાથ મળે તો વનચર રામ ન ઢૂંકે રે
સિંગીએ શામળિયો મળે તો, બેહેરા શખ બહુ ફૂંકે, અલ્યા૦
જગોટા ઝોટા કથા ગોદડી શખ ને શિંગી ફૂંકો રે,
ભણે નરસૈંયો તમે પ્રેમ પેર ન જાણો મિથ્યા વહનુ મૂકો અલ્યા૦

[ન ૫૮ ૪૯] પદ ૫૫ મું-રાગ મારુ [હ ૫૪]

શ્રીધરાશ્રમ-રાત રહી છે થોડી, નાગરા રાત રહી બહુ થોડી,
સ્નેહ દીઠો તારા શામળિયાનો, તે શે નવ આવ્યો દોડી, નાગરા૦
મોરઠ મૂરત સર્વે જોવા મળી છે કંઈ અર્થ ન સીઝ્યો રે,
હજુ આશા તને હાર તણી છે કાણે ઘેનો કીધો નાગરા૦

પાગે પડ પહેલાં સંન્યાસીને, મૂકને આ માળા ઉતારી રે;
મૃત્યુ થશે ઊગર રે નરસૈંયા, કહે શ્રીધર બ્રહ્મચારી. નાગરા૦

[ન પદ ૫૦] પદ ૫૬ મું-રાગ મારૂ [હ ૫૫]

મેહેતો-જીવને સાટે રે, માળા મારી જીવને સાટે રે;
શું મૂકું મૃત્યુભય માટે રે, માળા મારી જીવને સાટે રે ટેક૦
પૂર્વના પુન્યે હું માળા પામ્યો, તે કેમ મૂકી જાય રે;
જો નરસૈંયો માળા ઉતારે તો, જગત પ્રલે થાય. માળા૦
નવસેં નવાણુ અવળી ચાલે, સમુદ્ર સાતે સૂકે રે;
મેરુ ચળે રવિ પશ્ચિમ પ્રગટે નરસૈંયો માળા ન મૂકે. માળા૦
તમે જોગી સર્વે વૈષ્ણવ થાઓ, મારી પેઠે તાળ વજાડો રે;
ભણે નરસૈંયો રાખ ચોળીને, શીદને જન્મ વણસાડો માળા૦

[ન પદ ૫૧] પદ ૫૭ મું-રાગ મારૂ [હ ૫૬]

વિશ્વેશ્વરાશ્રમ-મનની રાખ રે, મેહેતા માળા મનની રાખ રે;
તુલસી કાષ્ટમાં ભાર ઘણો છે, એ ગૂંજામાં કાઢી નાખ. મેહેતા૦
ભસ્મ તિલક તો ધરની લલાટે, મન આનંદ પમાડ રે;
સોહં બ્રહ્મ બેઠો બેઠો ગાની, અનહદ તાળ બેઠો વજાડ. મેહેતા૦
આત્મવિચાર વિણ અર્થ સરે નહિ દુર્લભ મળવા રામ રે,
વિશ્વેશ્વરાશ્રમ કહે નરસૈંયા, આમ ન કૂટવાનું કામ. મેહેતા૦

[ન પદ ૫૨] પદ ૫૮ મું-રાગ મારૂ [હ ૫૭]

મેહેતો-વૈષ્ણવપણામાં ભાર, જોગીડા છે ઘણો રે,
મનમાં લે હરિનું નામ, જે હોય તે ગૂગશો રે.
અમે વિરલા વૈષ્ણવજન, પ્રગટ હરિ ગુણ ગાઇયે રે.
નાચી કૂદી કીજે કીર્તન, લાજી કેમ જાઇયે રે
ચોરીનો શું છે માલ જે, ખૂણે બેશી ખાઇયે રે,
અમે પીજે હરિરસપાન કે, પરને પાઇયે રે.
આગળ નીસરવું નરિયામ, ખરે પ આરીને રે.
કુળ જાત ને લોકાચાર તે, સરવે નિવારીને રે

નથી જોવો કેવળ કૃષ્ણ કે, આંખ ફૂટારિયો રે;
તને લાગી નથી શ્રીપાત કે, પ્રેમકટારિયો રે.
લટકાળા છબીલા નાથને, પ્રેમે પેખું હું રે;
નરસૈયાચો સ્વામી અમોલિક રતન, અન્ય તૃણવત્ લેખું છું રે.

[ન માં નથી.] પદ ૫૯ મું–રાગ મેવાડો [હ ૫૮]

ડળિક–રાજા કોપ્યો હો, આંખ ચઢી ગઈ;
વાતને જાણી હો, વાત ધાડી થઈ.
ખડ્ગ કાઢી રે કોપ્યો ભૂપાળજી. ક્રોધે ચઢિયો રે, મુખે બોલે ગાળજી.
રાજાની માએ વારતા જાણીજી, સભામાં આવીરે મુખે બોલે વાણીજી.
રીસ ન કીજેરે મૂળ વિચારિયે, ભક્ત બ્રાહ્મણને રે. ભાઈ ન મારિયે.
તું મર્મ ન જાણે રે, વૈષ્ણવપ યનો, નરમંઈયો વા'લો રે કમળાકંથનો.
હરિજન પીડાતાં રે ઘણું પીડાય હરિ, મેહેતાને મનાવોરે પુત્ર વિનતિકરી.
હરિજન સમોવડરે,તે કોઈ આવે નહીં. હરિજન સાથેરે, હેતધરો સહી;
મંડળિક બોલ્યોરે, હઠ મૂકું નહી. જોઉં ભક્તિ એનીરે, રજનીથોડીરહી,
રાજા કોપ્યોરે, કહે પ્રેમાનંદજી, મેહેતાજી સમરેરે પ્રભુ આનંદકંદજી.

[ન પદ ૫૩] પદ ૬૭ મું–રાગ સિંધુડો [હ ૫૯]

( જુઓ હારરામેનાં પદ, પદ ૧૦ મું, પૃ. ૧૫ )

[ન પદ ૫૪] પદ ૬૨ મું–રાગ મારુ [હ ૬૦]

દેવાશ્રમ-મૂર્ખ ને લીધી વાત, વૈષ્ણવડા, મૂર્ખે લીધી વાત;
કશ્યપ-સુત ઉદયાચળ ઊગ્યો, હવણાં થાશે પ્રભાત. વૈ૦
નૃત્ય કરી કરી ચરણ જ થાક્યા, તાળ વજાડી હાથ રે;
ગુણ ગાઈગાઈ સ્વર થયો ગાઢો, નવ આવ્યા ગોકુળનાથ. વૈ૦
શ્રીપાત સરવે તુજને કહે, તું દીસે મહાલંઠ રે;
લટકા મટકા કરીને ગાએ. શું કરે હવે પાખંડ. વૈ૦
સોરઠ સર્વને આજ્ઞા આપ હવે, આપ આપણે ઘેર જાય રે.
વાસુદેવાશ્રમ કહે તો જીવે, નમો શ્રીપાતને પાય. વૈ૦

[ન પદ ૫૫] પદ ૬૨ મું-રાગ મારુ [હ ૬૧]

મેહેતા-એ તો ન હોય પાખંડ, ભગુવા, ન હોય રે પાખંડ;
હરિગુણ ગાતાં સ્વર બેસે તો, જિહ્વા કરું શત ખંડ. ભગુ
ના ઓસરું કીર્તન કરતાં જો, ભાગી પડે બ્રહ્માંડ રે;
હાર આવ્યા વિના નરસૈંયાનો સ્વામી, કેમ ભોગવા દે માર્તંડ. ભ
મૂકી છબીલાને નમું તમને, તેપે પાડું પંડ રે;
ભણે નરસૈંયો હમણાં હાર મંગાતું, મૂકાવું તમારા દંડ. ભગુ

[ન પદ ૫૬] પદ ૬૩ મું-રાગ રામગ્રી [હ ૬૭]

ભીમ-લંપટી કપટી વાત કૂડી કરે, બોલ વિચારી વિવેક મેહેતા;
ખટ શાસ્ત્ર વેદ પાર જાણે નહીં, કેમ હવા દામોદર પિતા. લં
ધૂર્ત વચન બહુ ઉચ્ચરે નાગરા,
આપ દાખ્યા વિન ન વૈષ્ણવ થવાએ;
નાગરી નાતમાં અધિક લટકાં કરે,
શામળા શરણુ એમ નહિ જવાએ. લં૦
મ દમતિ ગુજ તણી, ભૂલિયો વિશ્વધણી,
રામનું નામ સૌ દુ:ખ ટાળે;
ભીમ ભણે અસ્યા સાંભળ નાગરા,
ગુજ ચાલ: ત્રૈલોક્યમાં કોણ ચાલે. લં૦

[ન પદ ૫૭] પદ ૬૪ મું-રાગ રામગ્રી [હ ૬૮]

મેહેતા-લંપટી કપટી જન્મ જૂઠો સદા,
જે હરિ કૃષ્ણ શરણુ ન આવ્યો;
હીન તે દીન તે, ચટપટ ચાડિયો,
જે હરિજન થકી દૂર કહાવ્યો. લં૦
અજ્ઞાન અસત્ય તું બોલ ભાખે સદા,
કોણ ધરમ બોલે મૂઢ માતો;
તું હરિજન થકી રૂઠો રૂઠ્યો ફરે,
કુબુદ્ધિ વિવેક ને રંગ રાતો. લં૦

અલ્યા હરિજન સાથે તું હોડ શાને કરે,
જોજે તુ ભીમડા પ્રીત મારી,
ભણે નરસૈયો હરિ હાર આપે મને,
ત્યાર પૂછે કોણ અલ્યા ગત તારી ઘ ૪

[ન ૫૬ ૫૮] પદ ૬૫ મું-રાગ રામગ્રી [હ ૬૪]

ભીમ-શ્રીરામ રઘુવીર રણધીર ધરણીધરા,
સુખ કર્તા દુખ હર્તા સીતસ્વામી;
પ્રાણપતિ રઘુપતિ અતિગતિ શુભમતિ,
અવિગત નાથ અંતરજામી. શ્રી૦
માત એ તાત એ ભ્રાત એ રઘુપતિ,
હાથ મસ્તક આવીને ધરશે,
દીન હું લીન છુ દીન માયા વિશે,
રામકૃપાથી સંસાર તરશે. શ્રી૦
દશરથ બાળ દયાળ કૃપા ભર્યો,
એમ જાણીને હું શરણ આવ્યો;
ભીમ ભણે રે મૂકાવ્યા સંસારથી,
જેમ ગ્રાહ થકી ગજ મૂકાવ્યો. શ્રી૦

[ન ૫૬ ૫૯] પદ ૬૬ મું-રાગ રામગ્રી [હ ૬૫]

(સરખાવો આ પહેલાનુ પદ ૪૭ મુ-પૃ ૧૦૪, પાઠભેદ માત્ર.)

મેહેતો-અજ્ઞાન અશુદ્ધ તારુ મન ચોદિશ ભમે,
પરબ્રહ્મની રીત તું શુ રે જાણે,
પ્રીત વિના મુખ એમ શુ ઓચરે,
એવડું અજ્ઞાન તું કેમ આણે અ૦
વિશ્વવ્યાપક પાળક હરિ છે સદા,
તે રઘુવીરને તું શું રે જાણે,
વેદ નેતિ કહે નારદ નવ લહે,
એ હરિ પર ગોપિકા પ્રેમ આણે. અ૦

શ્રીરામ રઘુવીર રઘુધીર ધરણીધરા,
દશરથ વીર રઘુનાથ કહાવે;
સકળ વ્યાપી રહ્યો થાવર જંગમ વિશે,
તે ઘટ ઘટમાં કેમ આવે. અ૦
મુદ્ર બાંધી ફરે, ફેલ શાના કરે,
હરિજન હરિ હાથ નાવે; અ૦
ભણે નરસૈંયો અસત્ય નહીં ઓચરું,
પ્રેમ પાખે રામ ઘટમા ન આવે. અ૦

[ન પદ ૬૦] પદ ૬૭ મું–રાગ મારુ [હ ૬૬]

વિશ્વંભરાશ્રમ–મૂકને લીધો વાદ, ફૂડા મૂકને લીધો વાદ;
રજની બાધી વાતે ગમાવી, કરી બહુ બકવાદ. ફૂડા૦
સ્નેહ તારો સવળો દીઠો, ઊંડને વહાણું વાયું રે;
શ્રવણ અપવિત્ર થયા અમારા, શણગાર હળાહળ પાયુ. ફૂડા૦
ખોટે પાયે ભીંત ચડે નહીં, જૂઠે સાચ ન હોય રે;
નૃસિંહ મળે જો નાચે કૂદે, તો શાસ્ત્ર ભણે નહીં કોય. ફૂડા૦
ધુધરા છોડ તું પાલવ ઓઢ તું, જોડને બનો હાથ રે,
વિશ્વંભરાશ્રમ કહે નરસૈંને, આજ કહે રઘુનાથ. ફૂડા૦

[ન પદ ૬૧] પદ ૬૮ મું–રાગ મારુ [હ ૬૭]

મેહેતો–જાગે નહીં હાડ માગે, હરિ જાગે નહીં હાડ;
આવી ઉભો રહ્યો છે કમાડ, માગે હરિ જાગે નહીં હાડ ટેક૦
જ્યાં વિશ્વાસ ત્યાં વિશ્વંભર છે, હરિની પ્રીત ન હોય ખોટી રે;
વૈષ્ણવ માર્ગમાં ગોથાં ખાધે, હુજ સરખા લ ગોટિયા વખોટિ. મા૦
નાચ્યા બ્રહ્મા, નાચ્યા નારદ, નાચ્યા તે નિગમ ચાર રે;
શાસ્ત્ર બાંધી સાગરમાં તાંખ તું, માગે હરિ આપશે હાર. મા૦
સાંકળ ત્રૂટશે ને તાળાં વછૂટશે, વહાલે મથુરામાં જેમ કીધુ રે,
ભણે નરસૈંયો મુને દરશન દેશે, જેમ દેવકીને દર્શન દીધું મા૦

[ન માં પરિ. પદ ૭૪] પદ ૬૯ મું-રાગ મારુ [હ ૬૮]

( જુઓ હારમાળા પદ ૩૬ મું, પૃ. ૫૯ )

[ન પદ ૬૨] પદ ૭૦ મું-રાગ મારુ [હ ૬૯]

અહેતો-તમે મેલો સર્વે મોડ, મનમાં રહેશે મનના કોડ.
તમે જપ મારો હાર આપશે, વેચીશું તો વેચાયો જરી. મનમાં
ભક્ત જનને છે વિશ્વાસ તમો દુર્જન થાશો નિરાશ.
ભણે નરસૈંયો વળી સાંભળો કેહતાં કથતાં રખે પાછા ફરો. મન૦

[નમાં પરિ. પદ ૭૫] પદ ૭૧ મુ-રાગ આશાવરી [હ ૭૦]

( જુઓ હારમાળા પદ ૪૦ મું, પૃ. ૬૦ )

[ ન પદ ૬૩ ] પદ ૭૨ મું-રાગ મારુ [ હ ૭૧ ]

અહેતો—શું જાણો સંન્યાસી, તમે શું જાણો સંન્યાસી રે,
બકબક કરતા બેશી રહોને આત્મદેવના ઉપાસી. તમે૦
મારે તો એક કૃષ્ણ છબીલો વૃંદાવનનો વાસી રે,
તે તો મુજને હાર આપશે, થાશે તમારી હાંસી. તમે૦
વહાલો મારો ભક્તવત્સલ છે, અમે ભક્ત વિશ્વાસી રે,
વિશ્વાસીને વાહે નહીં રે, સત્ય પૂરે આશી. તમે૦
લટકાળો લટકતો આવી, આપશે હાર અવિનાશી રે,
ભણે નરસૈંયો શ્રીપાતો સર્વે, તમે જઇને બેસો કાશી × તમે૦

[ ન પદ ૬૪ ] પદ ૭૩ મુ-રાગ ધવળ ધનાશ્રી [ હ ૭૨ ]

× ×સન્યાસી સહુ મળીને બેઠા, કરતા મનમાં વિચારજી,
શ્રીદામોદરને કંઠે આપ્યો, તાણી કરીને હારજી
* *મંડળિકને ક્રોધાંધ કરી, નરસૈંયાને ખીજવાવ્યોજી,
ખડ્ગ ઉગાડી રાજા થયો ઊભો, સન્યાસી મન ભાવ્યોજી.

---

× તમે જાઓને નાશી. હ.

× × આ લીટી પરેવાં હ માં—
"ધનીવારનો બેઠા ગણ, ધમ થયો અપાર જી.
પ્રણામ કરી સરવેને કે'છે, આવો મોહોલ મેઝાર જી"

* * (તવ) મંડળિકને શીખામણ દીધી હ.

ધરી રાજા હરિજન પર આવ્યો, ત્યારે રાણીએ સાલો હાથજી;
×× આ મારો એ દાસ હરિનો, કુભાયે વૈકુંઠનાથજી
વળતું રાજા એણી પેર બોલ્યો, વાત કહું વિસ્તારીજી;
આજ આપણી સભા મધ્યે, જે થયું છે નારીજી.
નાગર બ્રાહ્મણ નરસૈંયો, એ હરિનો ભક્ત કહેવાયજી;
નારી કંઠે હાથ ધરીને, ગાન કરીને ગાયજી.
તેનો પરચો જોવા કાજે, લોક મળીને આવ્યાજી;
પ્રલંબ પ્રધાને સત્તર સંન્યાસી, રાજસભામાં તેડાવ્યાજી.
ઠાકોરજીને હાર પહેરાવ્યો, જો નરસૈંયો કંઠ ધરશેજી;
જો નહીં હાર પેહરાવે એને, હું મારીશ એ મરશેજી.*

[ નીચેનું નમાં નથી ]

સ્ત્રીની શીખામણ રાયે ન માની, ત્યારે ક્રોધે બોલ્યાં માતજી;
કુબુદ્ધ કર્યાં તુજને આવી છે કર્યાં કરે છે ઉત્પાતજી

× × બ્રાહ્મ ને વળી દાસ હરિનો. ફ.

* આ પહેલાં ક માં હારમાળા-પદ ૨૧માની ૪થીનો પૂર્વાર્ધ" વળતી સ્ત્રી એણી પેર બોલી, સાંભળીએ સ્વામી વાતજી" એવા પાઠભેદથી; પછી એ ૨૧ મા પદની ૬ઠ્ઠીના ઉત્તરાર્ધથી થોડા પાઠભેદે ૧૦ મી પૂરી સુધીનો ભાગ મળે છે. ન મા આ પહેલા નીચેની લીટીઓ છે :

તવ માતા મંડપમાં આવી, જ્યાં હતો રાજાનજી;
સાંભળ કુંવર કુબુદ્ધ કાં આણી, આવડું શું અભિમાનજી.
દુષ્ટને પ્રેર્યો તે પ્રેરાયે દુષ્ટનો તજ તું સંગજી;
મૂઢ બની વૈષ્ણવને પીડે, રાજ્ય જવાના ઢંગજી.
ધિક ધિક તારા હાથી ઘોડા, ધિક તારો ભંડારજી;
ધિક તારો જન્મારો મમ કુળ, તારો ધિક અવતારજી.
મિથ્યા તારાં દાન ધર્મ છે, મિથ્યા તુજ મહિમાયજી;
પૃથ્વી પ્રલે થાશે પાપી, નરસૈંયો જો દુભાયજી.
શાંત કરી માત વિદાય થઈ, મુકુંદાશ્રમ આવ્યો ત્યાંયજી.
રાજાને ક્રોધ ચઢાવ્યો તેથી, ખડગ લેઈને ઊભો જોયજી.

બ્રાહ્મણ ભક્ત હરિનો દૂભે, તુજને થાશે ઘાતજી,
ધિકધિક રે કુંવર કુળ તારું ધિકધિક તારો તાતજી
ફટ ભૂંડા તારું મુખ કોણ જોશે, ધિકધિક તારી ખ્યાતજી
બળ ગુણ રૂપ વિદ્યા ધિક તારી, ધિકધિક તારી જાતજી
આરાધન ને આચાર ધિક તારો, દાન દયા ધિક્કારજી
ધિકધિક તારા હસ્તી ઘોડા, ધિક ગરથ ભંડારજી
ગયું રાજ કહ્યું કર મારું, નરસઈયાને નવ છેડજી
માત વચન લોપીને ચાલ્યો લીધી હરિજનની કેડજી
શ્રીધર પંડિતે રાજાને વાર્યો એ અર્થે આયુધ લીધુંજી
એની તો આગે પરીક્ષા થૈ છે જે પુત્રીને મોસાળું કીધુંજી
તોએ પંડિતનું કેણું ન માન્યું, આવ્યો સભા મોઝારજી
મેહેતા હાર મગાવો રે વેગે, ખડગ કાઢ્યું છે બા'રજી
તવ મેહેતાએ પુત્રી તેડાવી, વસમી વેળા જોઈજી,
શ્રીદામોદર હું શરણ તમારે, તમો વિના મારે નથી કોઈજી *

[ન પરિ પદ ૬૭] પદ ૭૮ મું—રાગ વનજારી [હ ૭૩]

માતા ધસી આવ્યા મંદિરમાંહે, જ્યાંહાં બેઠા રાજનજી,
સાંભળ કુંવર કુબુદ્ધ કાં આવી આવડું શું અજ્ઞાનજી ૧
માતા રોષ મનમાં ન ધરશો જુવો વાત વિમાસીજી,
બ્રહ્મચારી કેડે થઈ લાગ્યા તેવા સર્વ સંન્યાસીજી, ૨
તેવો ભીમ મુજને પ્રેરે છે મ્હોં કેમ ભીજે તહજી,
પ્રતાપ પ્રધાન તે કોપે ચઢ્યો છે તેની બીકે ધ્રૂજે દેહજી ૩
સોરઠ સહુ કો જોવા મળ્યું છે, સહુને ગમતી વાતજી,
સહજાનંદ સ્વામી આમ કહે છે નરસૈંને માડી ક્ષાતજી ૪

---

* આ પછી પાઠ લીધી હ એ પત ૧લીની કરી આપી છે—
'શ્રીધર પંડિતને પૂછ તેડી તે કહેશે નિરધારજી
એ સમોવડ વડું નથી, કોઈ આપણે રાજદ્વારજી
મેહેતાનો મહિમા સહુ જાણે, તે તો રૂડી પેરજી
પ્રેમાનંદ કે' માતા વચને, તેને તેગાવ્યા ઘેરજી'

કૌતુક શાને કરો છો નાગરા, વાયે ચંગ ને તાળજી;
નગર ભક્ત કર્યું છે મારું, બોલે વાણી આળજી. ૫
વળતાં માતા એણીપેરે બોલ્યાં, દુષ્ટ લોક તારી પાસેજી;
મૂરખ તું વૈષ્ણવને દૂભે, રાજ તારું જાશેજી. ૬
ધિક ધિક તારા હસ્તી ઘોડા, ધિક તારો ભંડારજી;
ફટ મૂરખ તારું મુખ ના જોઉં, ઉપન્યો કુળ અહંકારજી. ૭
મિથ્યા તારાં દાન જ સઘળાં, મિથ્યા તુજ મહિમાયજી;
પૃથ્વી પ્રહલે થાયે રે પાપી, જો વૈષ્ણવ જન દુભાયેજી. ૮
શ્રીધર પંડિતને જઈને પૂછો, કહેશે એ નિરધારજી;
નરસૈંયા સમોવડ નહિ કો બીજો, આપણે રાજદ્વારજી.× ૯

× આ પછી ન ના પરિશિષ્ટમાં ૧૮ મું પદ-રાગ આશાવરી એતાલી તકીકે હારમાળાનું ૨૨ મું પદ મળે છે, જેમાં ત્યાં પૃ ૪૮ ઉપરનાં [ ] વચ્ચેના બે ચરણ નથી

એ પછીઃ —

ગયું રાજ્ય કશું કરય માહરું, નરસૈંયાને નવ છેડો રે;
ધિક્ ધિક્ કુળ કુંવર છે તારું, ધિક્ મોહોલને મેડો રે. માતાને
ધિક્ ધિક્ છે તારા તાતને, ધિક્ ધિક્ આચાર તારો રે;
ધિક્ ધિક્ તારું પુણ્ય ન કૃતારથ, દાન દયા ધિક્કારો રે. માતાને
ગુણ રૂપ બળ ધિક્ક તારાં, ધિક્ક રે સુખપાલ તારી રે;
ધિક્ક છે તારા માલ ખજાના, ધિક્ છે સેન્યા તારી રે. માતાને
બળ્યાં તારાં દાન જ સઘળાં, બળ્યો તુજ મહિમાય રે,
બળ્યાં તારાં વ્રત જ સઘળાં, શાપી તારી ગાય રે. માતાને
હરિજન સાથે હોડ ન કીજે, જેનો મોટો મહિમાય રે;
હરિજન સાથે હોડ કરીને ધિક્ છે ધરતી કાય રે. માતાને
બળ્યા તારા હસ્તી ને ઘોડા, બળ્યો સરવ ભંડાર રે;
ફટ રે મૂરખ મુખ તારું ન જોઉં, તુંને ઉપનો અહંકાર રે. માતાને

[ન પરિ. પદ ૬૯] પદ ૭૫ મું—રાગ પરજિયો* [હ ૭૪]

શ્રીધર પંડિત તેડાવિયા, મંડળિક તેણી વાર રે;
મન મારું ભ્રષ્ટ થયું કેણ પેરે, મને કહો કરી વિસ્તાર રે. ૧
પંડિત વળતું એમ કહે, તમે સાંભળો રાજન રે;
અસત હું નહિ આચરું, તુંને દાખવું નિજ જ્ઞાન રે. ૨
એ નાગરે લજ્જા લોપી નથી, વાયે ચંગ મૃદંગ ને તાળ રે;
એણે નાગરે ભ્રષ્ટ કર્યું નથી, ગાએ ગોવિંદ ગુણ રસાળ રે. ૩
તિલક છાપાં શોભીતાં, જેને કંઠે તુલસીની માળ રે;
વિચિત્ર વૈષ્ણવ વેશ સુંદર, દીસંતા દયાળ રે ૪
રાય મુખે વિચારી બોલિયે, હરિજન સાથે હોડ રે;
નરસૈંયો નાગર પરભવો, તુંને મોટી લાગે ખોડ રે. ૫
એની મુખ કથા શી કહું, જેહને દામોદરસું પ્રીત રે;
પંડિત કહે રાય સાંભળો, નીપનું એ વિપરીત રે. ૬
રાય પ્રત્યે પંડિત ઓચર્યા, ઘણો કીધો અપરાધ રે;
જે પુરુષ શુભ વાંછે પોતાનું, તે કેમ ઉવેખે સાધ રે. ૭
એક વાર ઉપહાસ્ય જ કીધું, નાગર લોક મહાલંઠ રે;
તેણે તીરથવાસી ગોકલ્યા, નરસૈંયો, કરવા ખંડ રે. ૮
પ્રણામ કરી મેહેતાજીને, આપ્યા રૂપિયા એ સાત રે;
દ્વારિકામાં હૂંડી શિકારી, મળ્યા વૈકુંઠનાથ રે ૯
નરસૈંએ મન વિચાર્યું નાગરે કીધું ઉપહાસ રે,
શામળશા બરદ પાળજો, હૂંડી લખી તમ દાસ રે. ૧૦
તીરથવાસી ચાલતાં, મન કરે વિચાર રે;
એ ચરિત્ર ધૂર્ત તણું, એણે ધન હર્યું નિરધાર રે ૧૧
શામળશા થઈ હરિ પધાર્યા, હૂંડી શિકારી મહારાજ રે;
ભક્તવત્સલ ભગવાનજીએ, રાખી મહેતાની લાજ રે.× ૧૨

---

* ધવલ ધનાશ્રી હ.
× આ પછી હ માં નીચેની ૧૪ લીટીનો વધારો:—
"વળી મોસાળું કીધું પુત્રીનું, કુંવરબાઈ જેનું નામજી;

[ન પરિ. પદ ૭૦] પદ ૭૬ મું—રાગ સારંગ* [હ ૭૫]

+શ્રીપાત પંડિત કહે સાંભળો રાય, માહરી વિનય કથા મહિમાય;
બાળક અવસ્થા માહરી હતી, બ્રહ્મહત્યા લાગી અણછતી. ૧
વળતાં અમો તો મોહટા થયા, કાશી નગરમાં ભણવા ગયા;
વેદધ્વન્ય મુખમાં ઊચરે, બ્રહ્મહત્યા પોકાર જ કરે. ૨
અષ્ટાદશ ભણ્યો ભારત પુરાણ, અસત્ય નહિ બોલું નિરવાણ;
પાંચશે ફેરી પ્રદક્ષણા કરી, અષ્ટાંગ જોગ આરાધ્યા હરિ.× ૩
મેં મહારુદ્ર કીધા એકત્રીસ, અતિરુદ્ર કીધા વાર ત્રેત્રીસ;
તોએ બ્રહ્મહત્યા માહરી નવ ટળે, ક્ષણું ક્ષણું માહરો દેહ જ બળે. ૪

---

ત્રણ સહસ્ર બ્રાહ્મણ મળ્યા ટોળે, મેહેતા શ્રીરંગને ધામજી.
લક્ષ્મીનારાયણે લજ્જા રાખી, નાગરસભા મોઝારજી.
છાબ ભરી સઘળી મોનઇએ, હરખ્યો સહુ પરિવારજી.
ધૂર્ત લોક પાખંડ જોવાને, મળિયા ત્યાં અનેકજી.
પ્રત્યક્ષ મામેરું કીધું પુત્રીનું, શ્રીપરબ્રહ્મ વિવેકજી.
વળી વેવાણે ઘણું વગોવ્યા, મૂક્યું ત્યાં ઉષ્ણ જળજી.
હરિના જન શીતળ સદા છે, શીતળ પામ્યા ફળજી.
ત્યાં તાળ વજાડી નરસંઈ મેહેતે, આલાપ્યો મલારજી.
ચૈત્ર સુદી દશમીને દિવસે, આવ્યા મેઘ તેણીવારજી.
આશ્ચર્ય તે મે'તા કા'વે, સાંભળ રાજા વાતજી;
મૂરખ મંત્રી ને બીમડો તેવો, તેવા સર્વ શ્રીપાતજી.
તમો કહ્યું મારું કરો તો, કરો નરસંઈયાને પ્રણામજી;
શ્રીધર પંડિત એણીપેર બોલ્યા, તો સરે રાયજી કામજી.

* માર ઠ.
+ શ્રીધર હ. જાજું ચરણ—'વીતક વાત કહું મહિમાય' હ.
× ૩ જી કડી પછી:—
''અષ્ટાંગ યોગ આરાધ્યા હરિ,
તોએ બ્રહ્મહત્યા નવ ઊતરી'' હ.

સહસ્ર જગન અશ્વમેધ કરી, અષ્ટ મહાદાન આપ્યાં ધન ભરી;
ચૌદ વિદ્યા મેં પાઠે ભણી, દેહ દમી મેં અતિ ઘણી. ૫
પણ બ્રહ્મહત્યા માહરી નવ ગઈ, શ્યામ વરણુ માહરી દેહ જ થઈ;
એક વાર હું ગયો જૂનાગઢ મોઝાર, અરધ નિશાએ આવ્યો મહેતાને દ્વાર. ૬
મનસા વાચા કરમણાએ કરી, નરસ મેહેતાની કથા સાંભળી;
ધન વૈષ્ણવ વાણી ઓચરી, માહરી બ્રહ્મહત્યા તત્ક્ષણ ઊતરી. ૭
સર્વ કથા પંડિત કહી ગયો, સહુ કોને મન વિસ્મે થયો;
રાજા એ સમાચાર સાંભળી, સિંહાસનથી પડિયો ઢળી. ૮
*હું અતિ અપરાધી આજ, મુજ ભૂંડાને શાની લાજ;
સેવક વારવાને મોકલ્યો, કહી વચનને પાછો વળ્યો. ૯
તેનો બોલ ચિત્તમાં નવ ધર્યો, સંન્યાસી અતિ ગરવભર્યો;
સેવક પાછો આવ્યો સહી. કહે સંન્યાસી કોઈ માને નહિ. ૧૦

* ૯–૧૦ ને બદલે છ મા–
"હું નિષ્પાપ એણી પેર થયો, સંતાપ તે સર્વે ગયો;
એવું એ મહેતાનું બિર, એમ કહે શ્રીધર પંડિત."

૭૬ માં પદ પછી હમાં નીચેનું પદ વિશેષ છે:–

પદ ૭૬ મું—રાગ ધવળ ધનાશ્રી×
( ×રાગ આશાવરી )

શ્રીધર પંડિતની કથા સાંભળી, રાય વિચારે મનજી.
સેવકજનના સાથી સદા છે, સમરથ જગજીવનજી.
મેહેતાનું વચન નહીં માન્યું, અબળાએ કરી બહુ પેરજી;
સાથ સર્વ મળ્યો છે જૂઠો, ભીમે ઉપજાવ્યુ વેરજી.
[મંત્રી સારો તે પણ તેવો, તેવા સરવ શ્રીપાતજી.
તેવા લોક સર્વ થઈ આવ્યા, આંહાં કર્યો ઉતપાતજી.
એવું વિચારી રાય મંડળિકે પ્રલંબને તેડાવ્યોજી.
સભા માંહેથી ઊઠી કરીને તે તો તત્ક્ષણ આવ્યોજી.
શાને ક્લેશ આપણ કરિયે, એવુ કહી સમજાવ્યોજી.

[ ન ૫૬ ૧૫ ] પદ ૭૭ મું—રાગ આશાવરી [ હ ૭૭ ]

૧ *મુકુંદ આવ્યો સભા ભરી જ્યાંય, રાયને વિનતિ કરે છે ત્યાંય;
બોલ્યો ગર્વ ધરી મતિમંદ, નરસૈંયો કરે છે મહા પાખંડ.
૨ રજની સઘળી વહીને ગઈ, એના હરજીએ હાર આપ્યો નહીં;
ધૂર્ત પર હવે શી ધરવી મયા, હણવો રાખવી નહીં કંઈ દયા.
૩ તું વૈષ્ણવને આદર કરીશ, સંસારસાગર તેણે ન તરીશ;
ખટદર્શન શું ખોટાં થયાં, તાલ કાંસા શું સાચા થયા?

---

મેહેતાનો મહિમા છે મોટો, તેનો ભક્ત એ કાંઈ્યોજી.
રાયની વાત વિચારી પ્રજાએ, સેવક એક બોલાવ્યોજી.
તેને મંડળિક રાયે મને મોકલ્યો, સાંભળો સહુ સાક્ષાતજી ]
શીખામણ સહુને દીધી છે, એ નથી કરવું કામજી;
મંડળિક પ્રબંધ પ્રધાને કહ્યું છે, લેશો માં નરસંઈયાનું નામજી.
રીસ કરી રાજા એમ બોલે, જાઓ આપ આપણે ઘેરજી;
અમો અણવિચાર્યું શાને કીજે બ્રાહ્મણ સાથે વેરજી.
સર્વ સાંભળતાં સેવક બોલ્યો, રાય કરે છે રીસજી.
મેહેતાને ઘેર મોકલો, નહીં તો કોપશે જગદીશજી.
રાય વચન સેવક એમ બોલ્યો, કહે પ્રેમાનંદજી.
સભા સરવ બેઠી વિમાસે, શું થયું રાયને એહજી.

આ છેલ્લી બે લીટીને બદલે પ્રત ૨-૩માં અસલ પાઠ નીચે પ્રમાણે:
છે; નમા પદ:—

"શ્રીપાન સર્વ મળીને એહ, હવે શો મરમ રે;
સરવ મળીને રાયને સમજાવો, મોકલ્યા મુકુંદ મમ રે,"

[ ] વાળો ભાગ ૫૨ નં. ૧ માં જ હોવાનું છ કહે છે, એ હિતાવતો ભાગ. ન ના પરિશિષ્ટમાં જુઓ ૮૦ મું પદ સારગનું.

* "મુકુંદ ભમ આવ્યા ત્યાંય, રાજા મંડલિક બેઠા જ્યાંય.
રામ પ્રત્યે બોલ્યા તેણીવાર, મંડલિક મનમાં કરો વિચાર. ૧"

મને આવડે અષ્ટાદશ પુરાણ, જૂઠુ બોલે નારાયણની આણ,
હું જાણું ચારે વેદ, મને આવડે ન ભેદાભેદ
ત્રણ કોટી મે કીધા વ્રત, મારુ હ્દે છે પરમ પવિત્ર,
અડસઠ તીરથ મે સેવ્યા ફરી, પ્રત્યક્ષ મે નવ દીઠા કેઠે હરી
આગે કોને એમ થયુ નથી, એમ સાભળ્યુ સર્વ મુખેથી [1]
[2]વૈષ્ણવને જો ઉપર કરે, અમારી લજ્જા નિશ્ચ પડે.
દામોદર કહ્યુ એનુ જો કરે, નરસૈ માળા જો કઠે ધરે,
હાર આપે દામોદરરાય તો નરસૈની કરો પસાય.
[3]નહી તો દેને એને દડ, કરે ન મૂઢમતિ એવા પાખડ,
જો મારુ કહ્યુ ન કરશે તો[4] પૃથ્વીપ ને નિશ્ચ કરશે
[5]તે સાભળી રાજા ત્રિમ્ને થયો, ભ્રષ્ટા મધ્યે આનીને રહ્યો.

[માત્ર નમા—ક્ષેપક-સાખી
એવુ જાણીને થયો આકળો, ભૂપ બની ગયો તે વાર રે
નરસૈયા પર કોપે ચડયો, ધરીને અહકારરે ]
*[ન પદ ૬૬] પદ ૭૮ મુ–રાગ મેવાડો [હુ ૭૯]
રાજા કોપે ચડયોરે હો, ભૂને નહીં દોષજી,
એનુ જ્ઞાન મુકાવુરે હો, મડળિક ધરી રોષજી

---

૧ એ વાતા મે જોઇ કથી છ
૨ અમો તુને કહુ છુ મડળિકરાય આજ અમારી લજ્જા જાય છ —પછીની બેક લીટી ૯ મા ઊ૦ પા૦ છે ૩ આ લીટી છ મા નથી
૪ તો તુને ભાળી પ્રજ્વે કરશે ૫ આ એક લીટી બદલ છ મા —
"એમ સુણી રાજા આકળો પડયો નરસૈયા ઉપર કોપે ચડ્યો,
મહાચિંતા મન વેરી વસ્યો ફરી ફરી રાજા ક્રોધે આકળ્યો"
સરખાઓ ન ની ક્ષેપક સાખી
* આ પદને બદલે છ મા ર પદ મળે છે —
'પદ ૭૮ મુ–રાગ મેવાડો"
" ક્રોધે કરીને રાજા ઉઠીઓ, આવ્યો સભામાહે તર્ત,

મદગલ હસ્તીરે હો, એક મંગાવિયેજી;
બીજા મગાવ્યારે હો, જંત્ર બેડી પહેરાવિયેજી.
માનભંગ થઇયે છે રે હો, સર્વે માનુનીજી;
ગાન કરતી અટકીરે હો, સોરઠની ભામનીજી.
મહેતાએ પુત્રી રે હો, ત્યાં તેડાવ્યાજી;
વિપરિત વેદના રે હો, બાઈ પધાર્યાજી.
કહી છે વિપત્તિ રે હો, ભકતે પ્રેમ ધરીજી;
જાગો સાસરે રે હો, નરસૈંઇ વલે આ થઇજી.

---

ખડગ ગ્રહીને રે, એવું બોલતો, માન્ય નરનંઇયા આવ્યું મર્ત. ક્રો૦
હવે નહીં મૂકુ રે, તુજને નાગરા, લંપટ તું દીસે છે લંડ;
છાપ તિલક રે, માળા ધરી કરી, તું તો બહુ કરે પાખડ ક્રો૦
ગામ સર્વને રે......................;

હાર નવ આપે રે, આંહાંથી જીવતો, રૂડ્યા શ્રીહરિ તુજ સાથ. ક્રો૦
હાર નવ આપેરે, રાત વહી ગઈ, અમને રહ્યો નહીં કંઇ દોષ;
મૃત્યુ તો આવ્યું રે, તુજને ટુંકડુ, રાજા કહે કરી બહુ રોષ. ક્રો૦
ખડગ કાઢીને રે, પાસે આવિયો, મેહેતા પર ચઢાની રીસ;
સભાં સહુ દેખેરે પ્રેમાનંદ કહે; મેહેતા કહે શ્રીજગદીશ. ક્રો૦

આ પદ માત્ર હ પ્રત ૧ પ્રમાણે જ આપે છે; પ્રત ૨-૩ મા નથી જ.
૭૮ મા પદને બદલે હ માં નીચે પ્રમાણે —

'પદ ૭૮ મું–રગ મેવાડો

કોપ એવા જોઇ રે, કામનીઓ કરગરે રે, સમરે કૃષ્ણ કૃપાળ,
હવે મન આણોરે, દીનાનાથજીરે, શામળા લ્યો મેહેતાની સંભાળ.
મનભગ થઇનેરે, સરવે માનુનીરે, જે જે કરતી હુતી ગાન.
સોરઠ સરવેરે, એણીપેરે ઓચરે રે, લજ્જા રાખજો શ્રીભગવાન.
તેણી વેળાએ રે, મેહેતાજી શું કરે રે, તેડી પુત્રી પોતાની જેહ;
શીખામણ દે છે રે, કે' જાઓ સાસરે, સમરો પ્રેમાનંદ-પ્રભુ તેહ."

[ન પદ ૬૭] પદ ૭૯ મુ-રાગ મેવાડો + [હ ૮૦]

ગઢતી આવીરે, કુંવરબાઈ દીકરીરે, જોઈ પિતાની વિપત્તિ વેશ,
પાયે પડીને રે રુદન બહુ કરે રે, જોઇને રાજાના અવલા કેશ.
ભક્તે હાથ ફેરવી રે, લીધી પુત્રી પાસ ગાંય,
મહેતો-ચિંતા મોપો રે, શ્રી હરિને રે, કરશે ભક્તને સહાય
સાગરે પધારારે, મારી કુંવરી રે, વિપત વેદના વિસાર,
પિયર તમારું રે, પુત્રી રૂડું રે, છે શ્રી ગોકુળપતિ પરિવાર.
તાત તમારો રે, વિક્રમરાયજી રે, માત તમારી લક્ષ્મી જેહ,
મહિયર'તમારું રે, પ્રભુ વિના કો નહીં રે, તેની શરણ તમારો દેહ
હરિગુણ ગાતાં રે, હરખે રીઝજે રે, સતસંગત શુદ્ધ વિચાર,
રુદન મા કરના રે, હરિજી હને રે, નથી કોઈ આંસુનું લોહનાર.
મુજ નિરધનને રે, તુ પેટે પડી રે કઈ નવ પામી પિયરમાં સુખ,
નાત કઠોર રે, કઠોર નાગર તણી રે ઠામ ઠામ દીધુ બહુ દુખ,
માત તારી રે, હરિને જઈ મળી રે, માત શ્રીકૃષ્ણ પામ્યો શરણ,
ચરણ વળુ ખ્યો રે, કુંવરી હું રહ્યો રે આજ આ કાળે ભૂંડુ મરણ
પ્રેમની પીડા રે કુંવરી પીડે ઘણુ રે, પણ શિરપે હરિનો હાથ,
નાથજીને મૂકુ રે, અદક્ષણ મન થયું રે, તે તુજ પિતા સાચો નાથ.
પ્રભુને સંભારો રે, પુત્રી માહરી રે, તે તો કરશે તારી સહાય,
ભણે નરસૈયો રે, હરિ ભાતે ભજો રે, બીજા અવર નથી ઉપાય.

[ન પદ ૬૮] પદ ૮૦ મુ-રાગ મેવાડો* [હ ૮૧]

કુંવરબાઈ-એમ ન કીજે રે હો, મારા તાતજી રે, રાખો નટવરજીસુ નેહ.
સાર ઘણી લીધી રે હો, એણે શામળે રે તે કેમ દેશે છબીલો છેહ

---

+ આ ૭ મા પદની પ્રથમની ચાર લીટી હ મા નથી

*.આ ૮૦ મા પદના પ્રથમના ૩ ચરણ હ મા—

"એણુ ન આણારે, મારા તાતજીરે રાખો નાથજી શુ સ્નેહ,
સાંય ઘણી દીધી રે, એણે શામળે રે .".
હ ની પ્રત ૧ લીમાં જોકે નવાળોજ પાઠ છે

જેણે મામેરું રે હો, કીધું મુજનું રે, રાખી દ્રૌપદીની લાજ;
હૂંડી શિકારી રે હો, જેણે શામળે રે, તે હાર આપશે મહારાજ.
સાસરે જઇને રે હો, કહો પિતા શું કરું રે, જ્યારે રૂઠયા સારંગપાણ;
નરસૈંયાચા સ્વામી રે હો, વહેલા પધારજો રે, નહિ તો નિશ્ચે જાશે પ્રાણ.

[ન પદ ૬૯] પદ ૮૧ મું-રાગ મેવાડો [હ ૮૨]

( જુઓ હારમાળા પદ ૬૨ મું, પૃ. ૬૭;-માનબાઇના મુખમહીં છેલ્લી
બે લીટીને બદલે નીચે મુજબ ૮ લીટી મળે છે : )

કુંવરબાઇ-જેમ ગ્રાહથી રે,ગજ મૂકાવિયો રે,વાહરે ધાયા અશરણશરણ;
દાસનાં દોહેલાં રે સહી રહી નવ શકો રે,શું તમે સૂતા શામળવર્ણ ? આ૦
સોરઠ સહુને રે. હરિ હસાવિયું રે, હારને કાં લગાડી વાર;
હળવાં ને પાડયાં રે આ સંસારમાં રે, વારુ કીધું નંદકુમાર. આ૦
તમે તો વિસાર્યા રે, અમે ન જીવિયે રે, એકલા શો કરશો વિલાસ;
દીન જાણીને રે, અમને દયા કરો રે,પૂરો અમ અબળા કેરી આશ. આ૦
વિનતિ માહરી રે, શે નવ સાંભળો રે, ભક્તવત્સલ શ્રીભગવાન;
કર જોડીને, કરે છે વિનતિ રે, નરસૈંયો સખી માગે છે રે માન. આ૦

[ન પદ ૭૦] પદ ૮૨ મું-રાગ મેવાડો [હ ૮૩]

*સખી-દામોદર દીનને રે, દર્શન દીજિયે રે,
તમારો મેહેતાજી દુભાય;
જનમ જનમનો રે. દાસ છે તમ તણો રે,
તમે તો ઘણી કીધી છે સહાય દામો૦
નરસૈંયાને, રે, શું મંડળિક મારશે રે.
તમે શું પોઢશો રાધાજીને ઘેર;
ગોપીઓની સંગે રે પ્રભુ રંગે રમો રે,
તો થાશે શી દાસીની પેર ? દામો૦
પ્રીતડી ભાળી રે, પ્રભુજી પધારજો રે,
આવો હરજી રમિયે રાસ;

---

* રેવનબાઇ હ.

'મોગરાની માળા રે, લેતા આવજો રે,
પૂરો અમ અબળા કેરી આશ. દામો૦
ભટકી બ્રહ્માંડ રે, અમો ભુંગ પડ્યાં રે,
પ્રથમ શ્રીગોકુળ મધ્યે ઠામ.
નરસૈંના સાથે રે, શાનું રૂસણું રે,
એમ કેમ સરે સામળિયા કામ દામો૦
વૃંદાવન માંહે રે લાડ લડાવિયા રે,
આજ કેમ વિસારો મોરાર.
[1]રૂસણાં લીધાં રે, અમો દોહેલાં કર્યાં રે,
એમ નવ કીજે પ્રાણાધાર દામો૦
દીન જાણીને રે દયા પ્રભુ આણિયે રે,
મેહેતો ધરે છે તમારું ધ્યાન.
*નરસૈંયાની રે, સખીની વિનતિ રે
કાહાનજી ધરજો રે તું કાન. દામો૦

[ન પદ ૭૧] પદ ૮૩ મું—રાગ મારુ [હ ૮૪]

+સખી શામળિયા સાથે સ્નેહ કે તત્ક્ષણ આવજો રે,
કહું મારા મનડા કેરી વાત કે લટકે હાર લાવજો રે
આવોજી રંગિલે આજમ રાત કે કામનીઓ કોડશું રે,
અમો સમોવડ સાથે સ્નેહ કે રંગભેર હોડ શું રે
અમે હળવા પડયા છું આજ કે, તમને કેમ ગમે રે,
મેહેતાને એક તમારી આશ કે, તેને ગયજી આ દમે રે,[1]
નરસૈંયો મૂકે છે મામ કે, અવર એનુ કો નથી રે,

---

*રતનબાઇ ઉ.
× × જોઉ કાહાનજી કરે છે સાન કે, નવ મૂકે હાથથી રે.
+ પાનબાઈ ઉ × × કાનબાઇ કહે છે કે સાન કે મુ

[ન પદ ૭૨] પદ ૮૪ મું-રાગ કાફી. [હુ ૮૫]

(જુઓ હારમાળા પદ ૬૪મું રતનબાઇના મુખમાં, પણ પાઠભેદ છે:

જીવન જાદવા રે, મારી વીનતડી અવિધાર;
સંકટ હું તો શું કહું રે, વહાલા ઘણી લગાડી વાર. જીવન૦
આ સૌ દુરિજન દેખતાં રે, આપો મેહેતાજીને હાર;
બિરદ તમારું પાળજો રે તમે સેવક જન આધાર. જીવન૦
રાજ, લાજ તમને લાગશે રે, છો ભક્તવત્સલ શ્રીનાથ;
સાર કરી તમો શામળા રે, અમો રંકનો ઝાલો હાથ. જીવન૦
તમો ગુણ સાગર ગોવિંદજી રે, કરી ગોકુળની પ્રતિપાળ;
અનાથ તણા તમે નાથજી રે, છો દીનબંધુ દયાળ. જીવન૦
બહુ દિન વિયોગ વહી ગયા રે, અમો કાંઈ ન પામ્યા ઠામ;
તમો વિણ ક્ષણ રહી ના શકું ગે,મારી સેજલડીના વિશ્રામ. જીવન૦
લીલજ લંપટ અમે કહેવાઇયે રે,તમે ન આવ્યા મહારાજ;
પ્રીત ઘણી છે નરસૈંયાની રે, હરિ જાયે તમારી લાજ. જીવન૦

[ ન પદ ૭૩) પદ ૮૫ મું-રાગ મારુ [હુ ૮૬]

(જુઓ હારમાળા પદ ૭૧ મું, પૃ. ૭૨.)

[ન પદ ૭૪) પદ ૮૬ મુ-રાગ કાફી [હુ ૮૭]

સુરસેના-પ્રભુ મારી વિનતિ રે. તમે સાંભળો સારંગપાણ;
કષ્ટ કઠણ આ તો પડયું રે, વાહાલા જાણો જાણ સુજાણ. પ્રભુ૦
દાસ તમારો દોહેલું વેઠે રે, તે કેમ સહો છો આજ;
વિલંબ કરતાં વિઠ્ઠલા રે, હવે જાશે તારી લાજ. પ્રભુ૦
હું હળવો પડગો છું માવજી રે, પછે તારા ગુણ કુણ ગાય;
બિરદ પાળે નહિ તું શામળા રે, તો કેમ મજથી જીવાય. પ્રભુ૦
શે સજ થાઓ નહીં શામળા રે, તું કાયર શુ થયો આજ;
હાર આપને તારા દાસને રે, જેમ માને મંડળિક મહારાજ. પ્રભુ૦
સ્વામી અમ વિના તમ એકલા રે, શો કરશો રંગવિલાસ;
અરસપરસ છે શામળાં રે, મને છે એકલી તારી આશ. પ્રભુ૦

તું જળહળતો સુંદરવર રે, હું છઉં તારી નાર,
નાથ વિના નારી ક્યમ રહે રે તું છે અબળાનો આધાર પ્રભુ•
જાણું સુજાણ થઈ શુ ભૂલે રે, મનથી મેલોને ભૂડા રીસ,
સુરસેનાને ક્ષમા કરો રે, નરસૈયા આ દેવનું નમશે શીશ પ્રભુ•

[ન પદ ૭૫] પદ ૮૭ મું–રાગ મારૂ [હ ૮૮]
સુરસેનાની વિનતિ જાણી, ચડપ ઊઠ્યા સારંગપાણિ,
જળહળ જ્યોત સરીખો આ થૈ, ભક્તને દર્શન દેઈ પધાર્યો.
સખીઓને અધકરડી આપી બીડી, હૃદયાની સાથે હરખે ભીડી,
મુખે બોલ્યા શ્રીજગદીશ, નામ્યું ભક્તને પ્રેમે શીશ
તારી સ્તુતિથી મે ન રહેવાય સાંભળી ચિત્ત ચચળ થાય,
તું શાને કરે છે વિલાપ, મે સમર્પ્યું તમને આપ
મને વેચો તો વેચાઉં, કાચે તાતણે બાધ્યો જાઉં,
બ્રહ્માદિકને વશ ન થાઉં, જગ્ન કોટિ કરે ત્યા ન જાઉં,
હું તો પ્રેમે સુખિયો થાઉં, સધ્યાવદન કરે ત્યાં ન જાઉં
જેને વિદ્યા તણું અભિમાન ત્યાં ન જાઉં કહે ભગવાન,
શિવ સનકાદિક ધરે ધ્યાન, તે તો નહીં તમારા સમાન,
મને વાહાલા ઘણું હરિજન, જેની મારી સાથે હતી લગન,
એ તો સત્ય વચન હું ભાખું, તે જનની લજ્જા રાખું
તમે જે માગો તે આપું, ભક્તનું વચન નહીં ઉથાપું,
રતનબાઇને મસ્તક મૂક્યો હાથ કહું સાંભળ મારી વાત
કાનબાઈને આલિંગન દીધું અંગોઅંગ તાજું કીધું.
તમસું રમત કરું છું હું, માનબાઈ સાંભળજે તું
આપણ રંગવિનોદ કીજે, એવો બેન મનીને બેનીજે,
આરત ન મનમાં કરશો, મારા નામથી નિશ્ચે તરશો
એ તો સત્ય વચન હું ભાખું, લાજ ભક્તની નિશ્ચે રાખું,
હવે એક પહોર છે રાત, તમને હાર આપીશું પ્રભાત
કાં કેદારો ચિત્ત ન આણો? મેહેતા ધરણીધરને વેર મુકાણો,

મેહેતે લખી આપ્યો મહારાજ, એક બ્રાહ્મણ કેરે કાજ.
કહી સખીઓએ તે વાત, ચિત્તમાં ઉતારી શ્રીજદુનાથ,
મેહેતાને કહે કેદારો ગાય, ગાવા વિના હાર ન અપાય;
આઓ હું જઈ એસું આસન, તમે સાંભળો મુજ વચન.
ત્યારે રાગ સામેર કીધો, નરસૈંયો હૃદયમાં લીધો;
આસન આપ્યાં દામોદર રાય, સખીઓને હરખ ન માય.

[ ન પદ ૭૬ ] પદ ૮૮ મું – રાગ મારૂ [ હ ૮૯ ]

જુઓની આ ભક્તવત્સલ ભગવાન, જાએ કૃપા કરી ભક્તને;
જાઉં વાહલા તારે ભામણેરે.

તારું દીનબંધુ બિરદ સાચું, તારું વદન જોઈને રાચું; વાહલા૦
કાને કુંડળ મુકુટ બિરાજે, સુખ વીણા સુંદર વાજે. વાહલા૦
અંગો અંગ સહુ શોભામાન, સંગ ગોવાળારૂપ નિધાન; વાહલા૦
સાચો ભક્તવત્સલ મોરાર, નરસૈંયો જાય બલિહાર. વાહલા૦

×[ ન પદ ૭૭ ] પદ ૮૯ મું—રાગ ધવળ ધનાશ્રી [ હ ૯૦ ]

દામોદરરાયને છે વહાલો, રાગ કેદારો રે, નાગરાજી;
તે વિના નહીં આપે હરિ, હાર આ સભા ભરી, નથી આશરાજી.
ગિરિવરધારી ને કુંજબિહારી, તેં સાથે શી હોડજી;
શ્રી હરિની પ્રીત બંધાઈ, રાગ કેદારની નથી જોડજી.
મેહેતાજી મન સ્થિર કરી રાખે, નહી મુકે વહાલો મારોજી;
શ્રી દામોદરને ઘણું વાહલો છે, પણ કેમ ગાઉં રાગ કેદારોજી.
કેદારો મુકયો છે ગીરવી, કેમ મુકું મારું માનજી;
ને રાગ આલાપ્યા વિના નવ રીઝે, સમર્થ શ્રી ભગવાનજી.
રસિયાને મેહેતો કેમ રીઝવે, રાગ કેદારો ગાઈજી;
હરિએ કહ્યું તે છે પણ સાચું, પણ પત કેમ ગુમાવુંજી.

---

× આ પદ ૮૯માંમાં હ માં પાછળ છે એ પદ તેથી આખુ જાડવા- સ્વામાં આવે છે: – પદ ૯૦મું—રાગ ધવળધનાશ્રી
કુંવરબાઈ-સર્વે સખી જ્યારે આનંદ પામી, ત્યારે રીઝ્યા સારંગપાણીજી;
હસી હરિમુખે એમ કહે છે, ધન્ય વૈષ્ણવની વાણીજી.

[ ન પદ ૭૮ ] પદ ૯૦ મું—રાગ ધવળ ધનાશ્રી [ હ ૯૧ ].

મેહેતા-મેહેતાજી કહે પુત્રી મારી, સાંભળ વાત વિવેકજી,
હરિની આશા કેદારાની છે, ને માટે અટક છે એકજી.
સાડ રૂપૈયે ઘરાણે મૂક્યો છે, કેમ કેદારો ગવાયજી.
આપી થાપણ છાની લઈએ, પત આપણી જાયજી.
ધરણીધર મેહેતાને મંદિર. ખત લખી મેં આપ્યુંજી;
વ્યાજ સંગાતે ગરથ પોતા વિણ ગાઉં તો છભ કાપું જી.
અટક સાંભળી મેહેતાજીની, સમર્થ સારંગપાણિજી,
હરિ કેદારો મૂકાવા આવ્યા, પ્રીત પૂરવની જાણીજી

[ ન પદ ૭૯ ] પદ ૯૨ મુ–રાગ કેદારો [ હ ૯૨ ]

( જુઓ હારમાળા, પદ ૭૭ મુ, પૃ ૭૨, પણ ફેરફાર છે )

કેદારો મૂકાવા ચાલ્યા, ભક્તવત્સલ ભગવંત સ્વરૂપ,
ધરણીધર મહેતાને મંદિર આવ્યા નરહરિ નરસૈનું ધરી રૂપ કેદારો•
ધન આપી ખત માગી લીધું, વ્યાજ સુધાં પોહચાડ્યું સહુ,
ધરણીધર મહેતાને મંદિર એક પાગળી હુતી વહુ કેદારો•

---

કુંવરબાઈના મનમાં વિચારી, વિના પરી કહે વાતજી
કારણ કહું મારા તાતજી જે, કહ્યું છે સારંગપાણજી
દામોદરનાજીને તે વહાલો માનો મારા તાતજી,
તે વિના તમને નહીં આપે હાર હરિ સાક્ષાતજી
ગિરિવરધારી ને કુંજવિહારી, તે સાથે શી ટેકજી,
શ્રીહરિની પ્રીત બંધાઈ ગઈ કેદારની એકજી
મહેતાજી મન સ્થિર કરી રાખે, નહીં મૂકે તાત તમારોજી,
શ્રીદામોદરજીને ઘણું વહાલો છે, ને આપોને રાગ કેદારોજી
તમે જાણો છો હું નહીં ગાઉં એવું મૂકો માનજી,
રામ આલાપ્યા વિના નવ રીઝે સમર્થ શ્રીભગવાનજી.
રસિયાને મેહેતા રીઝવો રાગ કેદારો સારોજી,
હરિએ કહેવરાવ્યું તે કહું છું એમ કહે કુંવરબાઈજી '

ઘેલી કહી સૌ શ્રો બોલાવે, તેની પાસે ગયા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઊઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન. કેદારો૦
એક પંથ બેઉ કાજ કરીને, હરિ આવ્યા સભાની માંય;
મેહેતાને ખોળે ખત નાખ્યું, અંતરિક્ષ રહીને હરિજી ત્યાંય. કેદારો૦
તે શ્રીપાત સંન્યાસી સૌએ દીઠું, મંડળિક મૂછે માગે માન.
નરસૈંયો ઈશ્વરનો સેવક, સાચો સેવક શ્રીભગવાન; કેદારો૦
અન્યોન્ય સૌ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
મેહેતાને મંદિર મોકલિયે, નહીં તો આપણો મહિમા જાય. કેદારો૦
[1]ધરણીધર મેહેતો સભામાં આવી, પ્રણિપત કરી પડ્યો ચરણે રાય;
હરિના જન હરિ સરખા જાણો, નરસૈંયાને લાગો પાય. કેદારો૦

[ ન પદ ૮૦ ]* પદ ૯૨ મું-રાગ દેવગાંધાર [ હ ૯૫ ]

દ્વારિકા પોત્યા કમળાપતિ, રામાનંદને કહી વીનતી;
તમે વેગે જુનાગઢ જાયો, નરસૈંયાને કરો પસાયો.

---

૧. હમાં આ બે લીટીને બદલેઃ—
"એવે ધરણીધર મેહેતો (ત્યાં) આવ્યા–કે' સાંભળો સૌ રે તમો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મેહેતાજીને લાગો પાય. કેદારો૦
શ્રીપાન સર્વે પસ્તાવા લાગ્યા, ભીમ ભક્ત પસ્તાયો;
ખત વાંચ્યું તે સર્વે દીઠું, જય પ્રેમાનંદે ગાયો. કેદારો૦"

* આ ૯૨ મા પદ પહેલા હમાં પ્રત ૧લી મુજબ બે પદ વધારે નાં છેઃ—

પદ ૯૩ મું—રાગ મારૂ

"સભા સહુ કરે વિચાર, વિપરીત વાત થઇ નિરધાર;
એવા વચન સહુ ઓચરે, વૈષ્ણવ સાથે વેર કોણ કરે.
દુસ્સાર'ત મગોંક સર્યો, નરસંઇયો નાગર વૈષ્ણવ ખરો;
એક કહે રાજા થયો ભ્રષ્ટ, નિરખા દે વૈષ્ણવને કષ્ટ.
એક કહે વૈષ્ણવની ખ્યાત, મોટી છે મેહેતાની વાત;
એક કહે ભૂંડો પ્રધાન, રાજાને નહીં આપે સાન.
એક કહે ભૂંડા શ્રીપાન, સર્વ મળીને કીધો ઉતપાત;
ભીમ ભક્તને નહીં કંઇ જ્ઞાન, સાચી નહીં એ સમજ સાન.

ત્યાં થયો રે મારો મવાદ, સંન્યાસી મળી કીધો વાદ;
જુનાગઢનો મંડળિક રાય, તેને ત્યાં મળી સર્વ સભાય
સર્વ મળી મેહેતાને નડે, ઘેર જવાની આજ્ઞા ન દે,
મેહેતાને સમજાવો જઈ, લીધા વિના હાર ઊઠીશ નહી
પરમાનંદ પ્રભુએ કહ્યું, રામાનંદે હૈયામાં લહ્યું,
આવ્યા રામાનંદ સભા મોઝાર ધરણીધર ત્યાં કરે વિચાર.
નરસૈંને રૂપે આવ્યા ભગવાન પાગળી વહુ કરી લક્ષ્મી સમાન,
ગરથ આપી ખત લીધું હરિ, ધરણિધરે વાણી ઓચરી
શ્રીપાત સાંભળી વિસ્મે થયા, મંડળિક વાત વિચારી રહ્યા,
•અન્યોઅન્ય વાતો ઓચરે, વૈષ્ણવ સાથે વેર કુણ કરે
દક્ષણાવત શંખ ભર્યો, નરસૈં નાગર વૈષ્ણવ ખરો,
ગાયે રત્ન ગળ્યું જાણે સઉ, જડે રત્ન ને જીવે ગઉ
એવડી પ્રીત દામોદર કયાથી કરે, ભાગી ભોગળ હાર કંઠે ધરે,
માટે મેહેતાને મોકલ્યો ઘેર, આપણે બ્રાહ્મણ સાથે શું વેર
એમ વાત વિચારે થઈ, સભા સઉ વિસ્મે થઈ રહી

[ન પદ ૮૧] પદ ૯૩ મું-રાગ ધવળ ધનાશ્રી [હ ૯૬]

રામાનંદ-પછી રામાનંદ વચન ઉચ્ચરે, તમે જોજો સૃષ્ટિની પેરજી,
સાચા ભક્ત હરિના જાણ્યા, ત્યારે વળાવે છે ઘેરજી

---

સોવચન એવા સાંભળી સંન્યાસી બેઠા અકળાળી,
પ્રેમાનંદ કે' વિચરે પેર મેહેતાને મોકલીએ ઘેર

પદ ૯૪ મું- રાગ ધવળ ધનાશ્રી

શ્રીપાત કે સાંભળીએ મેહેતા, જાઓ તમારે ધામજી
પરમેશ્વરની ભક્તિ માંહે નથી વાદનું કામજી
ભીમ ભક્ત વાણી એમ બોલે અમે' જાણ્યો તમારો નાથજી
હરિના ભક્તને હઠ ના હોયે તમો ભક્ત સાક્ષાતજી
મેહેતાને પ્રબળ કહે છે, અમે લોક અધની પેરજી,
અમો ક્ષત્રી તમો બ્રાહ્મણ સહે શાને કીજે વેરજી
મંડળિક કે' નરસૈંયા નાગર જાઓ તમારે ઘેરજી
પ્રેમાનંદ પ્રભુજી તારો ગયા દ્વારિકા કરી મે'રજી"

ખત આપ્યુ દામોદર રાયે ત્યારે થયા આનંદાનંદજી,
સર્વ મળીને પ્રીછજો છે, જે છે મેહેતાને માનજી
મેહેતાજી હાર મનાવજો માનજો મારી વાતજી,
દ્વારકાથી મને મોકલ્યો, શ્રીહરિએ સાક્ષાતજી
મેહેતા તમારા મંદિરે ન જવું, એટલી કહેવી વાતજી,
નામ તમારુ નૌ કોઈ જાણે, કેહ રામાનંદ શ્રીપાતજી

[ ન પદ ૮૭ ] પદ ૯૪ મુ-રાગ આશાવરી [ હ ૯૭ ]

જે હરિજનની નિંદા કરે, તે રૌરવ નરક સંચરે,
જૂઠા પુરુષની પક્ષ ધરે, તે નિશ્ચે નરકે પરવરે -જે૦
નરસૈયા નાગર તુ અવિચાર પૂર્વે પંઢરપુર મોઝાર
બ્રાહ્મણે આણી મર્તક ગાય નજ બાંધી સુલતાન સભાય-જે૦
નામદેવ ગાય સંકીર્તન કરે, તો તુલસી માળા કંઠે ધરે,
તે નામદેવની છવાડી ગાય, એવા સમરથ વૈકુંઠરાય -જે૦
શુરનોક અળગા થઈ રહ્યાં, વૈષ્ણવના ધર્મ સાચા થયા,
જગત ભક્તને ચાહે વેર, એ મેહેતાજી વિચારો પેર -જે૦
જો પ્રહ્લાદને કોપ્યા તાત, તો પ્રભુ પ્રકટ થયા સાક્ષાત
વિભીષણને રીરે મારી લાત તો તેને મળ્યા શ્રીરઘુનાથ -જે૦
અંબરીષને દુર્વાસા કોપિયા, તો પ્રભુએ ત્યાં કીધી મયા,
જો ધ્રુવને સતાપી અપર માત, તો તેને મળિયા વૈકુંઠનાથ -જે૦
શ્રવણ સાથ અમળા ગાડાડી, ભરત વૈષ્ણવને માતા નડી,
સુધન્વાને કોપ્યો પિતાય, ત્યાં હરિએ તેની કીધી સહાય -જે૦
કૌરવ કાઢયા પંચાળીના ચીર, તે પૂર્યા ત્યાં શ્યામશરીર
તે માટે મેહેતા તુંને કરું સંસારચરિત્ર સઘળા લા_ -જે૦
જો હાર લીધા વિના જાશો ઘેર, પછે વૈષ્ણવની કોણ રાખે પેર,
ભાગી ભોગળ મંગાવો હાર, ત્રૈલોક્ય વર્તે જેજેકાર -જે૦
નિજ ધર્મ સાક્ષી મહારાજ, કામ કામ રાખી ભક્તની લાજ,
દુરિજનના મુખ થશે શ્યામ, આપશે હાર થશે સિદ્ધ કામ -જે૦

કો હોય બ્રહ્માંડનું રાજ આપે,
આપણા અંગની સ્ત્રી ન આપે;
વળી આપ સરીખો કરી સ્થાપે,
ભક્તિ ન આપે, નાથ ભક્તિ ન આપે. ટેક૦
ભક્તિ માગે તેને મુક્તિ આપે,
વળી સકળ ભોગ સંજોગ આપે;
અખિલ ઈંદ્રાદિક ભોગ આદે દઈ,
તે થકી અધિક કરીને થાપે. ભક્તિ૦
જે કોઈ નિંદે ભક્ત વૈષ્ણવને,
તે ભક્તિની વાતમાં શું રે જાણે;
તુલસી તિલક તણા ભેખ ખોટા કહે.
આપ આપણી તે તો તાણે. ભક્તિ૦
અવર જે બાપડા મુક્તિને માગે,
મૂઢ તે, કૃષ્ણસેવા ન જાચે;
આંહાં નરસૈયો કાંઈ ઇચ્છે નહીં,
જનમ જનમ તારી ભક્તિ રાચે ભક્તિ૦

* [ ન પદ ૮૫ ] પદ ૯૭ મું—રાગ મલ્હાર [ હુ ૧૦૧ ]

(જુઓ હારમાળા, પદ ૪૭ મું, પૃ ૬૪; થોડો પાઠભેદ ચાર લીટી પછી)

ગજ, કાગણુ ગરુડ તજી, ચાલ્યા અડવે પાયે;
નરસૈંયાને હાર આપતાં, તારું શું જાયે. ચોકિશ૦

---

* આ હળમા પદ પહેલા હુમાં એક પદ વધુ—

પદ ૧૦૦ મું—રાગ મેવાડો

મંડળિક-ક્રોધ કરીને રે, રાજા કહીઓરે, ખડગ કુપાડું લીધું હાથ;
એવી તાણીનેરે, શિર પર આવીઓરે, હાર ન આપ્યો કરું હવે ઘાત. ક્રો૦
ચાળા કરે છે રે તુ તો ક્યારનો રે, બેઠો નચાવે છે નેણ;
સખીઓ સમાણી રે, સંગે લઈને રે, ગાવે વિષય કેરાં વેણ. ક્રો૦
સરવે મળીને રે, તુજને વારીઓ રે, તે તો તેં ન માની વાત;
હઠ કરીને રે, આવા બેઠો રહેમા રે, તુ તો હતર ઓછી જાત. ક્રો૦

વામન રૂપે બલિ છળ્યો, ધરા ત્રણ પદ કીધી;
ઈંદ્ર ઈંદ્રાસન રાખિયું, શિક્ષા બલિને દીધી. ચોદિશ૦
મોસાળું દીધું ભલું, ગરથ ગાંઠય નહોતો;
લક્ષ્મી સહિત પધારીને, મુને કીધો સમોતો. ચોદિશ૦
તમો રાધાજીશું રંગે રમો, નરસૈં મૂક્યો વિસારી;
રૂખીલાજી નિજ કંઠથી, હાર આપો ઉતારી. ચોદિશ૦
નરસૈંયો નાગર વીનવે, દામોદર સહુ જાણો;
તમો હડે શું નથી બોલતા, મંડળિક રોષે ભરાણો. ચોદિશ૦

[ ન પદ ૮૬ ] પદ ૯૮ મું રાગ-પરજ [ હ માં નથી. ]

(જુઓ હારમાળા, પદ ૭૫ મું, પૃ. ૭૩.)

[ ન પદ ૮૭ ] પદ ૯૯ મું-રાગ સિંધુડો [ હ ૧૦૨ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૯ મું. )

[ ન પદ ૮૮ ] પદ ૧૦૦ મું [ હ ૧ ૩ ]

(જુઓ હારસમેનાં પદ, પદ ૨૨ મામાં ૨ ૭ થી ૪ થી કડી, પૃ. ૨૫.)

[ ન પદ ૮૯ ] પદ ૧૦૧ લું-[ હ ૧૦૪ ]

કૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહિયે;
હાર કાજે મને રાખજો પરભવે, શામળા શરણ કોને જઇયે. કૃષ્ણ૦
હું શરણ આવિયો સંસારને પરહરી, તો પ્રભુ કાં પેર પેર પીડે;
અંતરગત અવલોકીને શામળા, તુ વિના હૃદયશું કોણ ભીડે. કૃષ્ણ૦
મંડળિક મુજ પર કોપ ઘણો કરે, તે મારુ દુઃખ તુ શે ન જાણે;
ભણે નરસૈંયો પ્રભુ પ્રીતડી તોડતાં, લાજ જાશે અબ્યા તારી વાહણે કૃષ્ણ૦

---

ચરિત્ર તારા રે. સરવે જોઈને રે, મુજને ચઢે છે બહુ રીસ;
એવું નથી કાંઈ રે, કેણે નાગરા રે, તેમા હું છેતું વરૂ રોષ. કો૦
ઉગ્રામીને હોરે, કર ઊંચા કરી રે, મેંદેતા સમર્થ શ્રીમહારાજ;
મંડળિક કહે છે રે, મહાકોપે કરી રે, હવે વાત મૃત્યુ આવ્યું આજ. કો૦

[ ન ૫૬ ૯૦ ] પદ ૯૦૨ જું [ હ માં નથી. ]

ગોપાલજી રે તુમચી ભક્તિ પાખે,
હું ને ભવ વિષે ભટકતો કોણ રાખે;
અનેક જયોની ભમ્યો, સમકાનો નવ સમ્યો,
ક્ષણ એક સુખ નહિ શરણ પાખે. ગો૦

આચ્યની સમુચ કરી, અંબર સર્વે સજી,
સમવસંચે કરી સુરગ પામ્યા;
ક્ષીણ પુણ્યે કરી, મનુષા દેહ અવતરી,
દેહ તણાં સુક્રિત ક્ષણ ન વિરામ્યાં. ગો૦

લોભ લેહરે ભમ્યો, નીચ જનને નમ્યો,
દેહ દુઃખમાં રમ્યો, વિષય પામ્યો;
રતન જતને જડયું, છીપ માંહે પડ્યું,
કાળ અચાનકે કંઠે સાહ્યો, ગો૦

કામરુદેશની કુટિલ માયા મળી,
કારમું કુટુંબને પ્રકટ કીધું;
સાચો સગો ગયો, નિર્મનો થઈ રહ્યો,
અણુછતું દુઃખ તે શિર લીધું. ગો૦

જનમ ને મરણ જોબન જરાએ દમ્યો,
આહાર નિદ્રા વિષય મિથુને મોહ્યો;
કલ્પના કોટ, ભવ મોટમ મટી નહીં,
કૃષ્ણકીર્તન વિના કાળ ખોયો. ગો૦

મોહ મમતા કરી, મન મારું આવર્યું,
ક્ષણ એક જોવાને ચિત્ત ઘાલે;
નરસૈંયા રંકને ડંક ભોરંગ ડસ્યો,
એ દુઃખ તુજ વિના કોણ ટાલે. ગો૦

[ ન પદ ૯૧ ] પદ ૧૦૩ જું [ હ ૧૦૫ ]

હાર કર આર કર શામળા માહરી, સનમુખ થઈને જોની આજ,
નાગર જ્યારે હઠ કરી બોલશે, ગયે નહીં સિદ્ધમાં તારી લાજ. સા૦
ગોકુળ માહે તું આળ ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી;
ચંચળ ચોર તુ મુખ નથી બોલતો, હજુ અમો લાજ રાખું જ તોરી. સા૦
બહુ પેર ગોપીએ લાડ લડાવિયો, અન્ન આહીરનું જોતો ચાખી.
નટવાની પેર તું નૃત્ય લીલા કરે, તે નરસૈંયો ગેહ છે રે સાખી સા૦

[ ન પદ ૯૨ ] પદ ૧૦૪ થું [ હ ૧૦૬ ]

(જુઓ હારસમેના પદ-પદ ૧૩ મું પરંતુ ત્યાંની છેલ્લી બે લીટીને બદલે નીચેની બે લીટી, સરખાવો હારમાળા પદ ૧૧ માની છેલ્લી બે લીટી. )

રજની તો વહી ગઈ, રાત થોડી રહી,
જોત તો ઝાખી થઈ ગઇ દીવાની.
કેશવા કંઠથી માળ અળગી કરો,
પ્રેમે આરોપો નરસૈંની કમાણી. મો૦

[ ન પદ ૯૩ ] પદ ૧૦૫ મું [ હ ૧૦૭, પૃ ૨૧. ]

( જુઓ હારસમેના પદ, પદ ૧૭ મું )

[ ન પદ ૯૪ ] પદ ૧૦૬ ઠું [ હ ૧૦૮ ]

જુઓ હારમાળા પદ ૧૧ મુ પૃ ૧૬;—છેલ્લી બે લીટી નીચે મુજબ )
લોક કૌતુક જુએ, લાજ તારી ખુએ, સુખે શુ સુતો દેવાધિદેવા,
કેશવા માળ કંઠેથી ઉતારિયે, પ્રેમે શણગાર નરસૈંની ગ્રીવા દાર૦

[ ન પ૦ ૯૫ ] પદ ૧૦૭ મું [ હ ૧૦૯ ]

આપ રે હાર વસુદેવસુત વિઠ્ઠલા, વિવિધ વિચારતા વાર લાગે,
લોકના વચન અવિલોક તું શામળા, નાથ નિદ્રા તજી કેમ ન જાગે ? આ૦
દીનબંધુ તણું બિરદ હરિનું સુણ્યું એમ બોલે સત્ય વેદ વાણી,
કરમ તારા રખે આજ સંભારતો, રાખ્ય હું વિપ્રને રંક જાણી. આ૦
કૃપણપણું ત્રુ મૂક કમળાપતિ, જગપતિ જગ ઉપહાસ થાશે,
મોહના મંડળિકડો નરસૈંને મારશે, હાર આપો જશ ખ્યાત થાશે. આ૦

[ ન પદ ૯૬ ] પદ ૧૦૮ મું [ હ ૧૧૦ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૧૮ મું, પૃ ૨૨. )

[ ન પદ ૯૭ ] પદ ૧૦૯ મું [ હ ૧૧૧ ]

ઊઠને શામળા મૂકી મન આમળા, બોલે નહીં શા અભિમાન માટે; ઉ૦
આપિયે હાર કે પ્રગટ હવણાં કરું, જે કામ કીધું બંશીવટ ઘાટે. ઉ૦
અણવરો નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગરથ શું નોહતો તારે;
હારને વાર થઈ ભાર ભાગી ગયો, શું કહિયે નાથજી વારે વારે. ઉ૦
કળિયુગ માંહિ કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈંયો જ્યારે હું હળવો પડયો, તારું કીર્તન જશ કોણ ગાશે. ઉ૦

[ પદ ૯૮ ] પદ ૪૧૦ મું [ હ ૧૧૨ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૫ મું, પૃ. ૮. )

[ ન પદ ૯૯ ] પદ ૧૧૧ મું [ હ ૧૦૩ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૨૧ મું, પૃ. ૨૪. )

[ ન પદ ૧૦૦ ] પદ ૧૦૨ મું [હ ૧૧૪]

જે તારા ચરણ શરણને અનુસરે દેવા,
તે જનને તુજ સરીખા કીધા; દેવા૦
ભોગવે ભોગ સંસારનો શામળા,
વિષયરસ સેવતાં કાર્ય સીઝ્યાં. દેવા૦
જોતાં જનકનાં કર્મ શાં કેશવા,
રાજરિદ્ધ વિલસતો નરક વાર્યો;
નામપ્રતાપથી ગજપતિ ઉતિયો,
અજામિલ તારી અમેપદ પામ્યો. દેવા૦
ભક્ત વાહાલા સદા દાસનાં દુઃખ હરો;
નિગે વાયક એવાં વેદ બોલે;
અંબરીષ્પદાસથી ક્રોધી રુખિરાજ રઝળિયો,
તો મંડળિક તારે શા જ તોલે. દેવા૦

તાહારા ચરણને જે કોઈ અનુસરે,
તે તો વૈકુંઠથી અધિક હોયે,
ઈંદ્રાદિ બ્રહ્માદિક શંકર સેવતા
તાહારો પાર ન જાણે કોયે દેવા૦
ઈ. અડક્યા થકી મહાદુ ખ પામિયો
સહસ્ર ભગ તન થયા તને સભારે,
સાળ કરની હવે સાધુ સતાપતો,
નરસૈયાને નાથ કા વિસારે દેવા૦

• [ ન ૧૧૨ ] પદ ૧૧૩ મુ [ હ ૧૧૫ ]

( જુઓ હારસમેના પ૦ પદ ૨૪ મુ પૃ ૧૮ )

કૃષ્ણ કૃપાલ કરુણાનિધિ કેશવા
હુ અનાથનો નાથ કહિયે
ભૂપતિ ભોળો એને મમ મનમા વસ્યા
શ્યામ વિના શરણ કોને જઈયે કૃ૦
સગા સરવે મળી ન્યાત નાગર તણી
કૌતક જોવાની પેર કીધી
ઉજ્જળ મેર ત મોર સ શ્રીહરિ
છાન વગા આરી આશા દીધી કૃ૦
મને અપજશ તો તને અપજશ થશે
મને જશ તો તારો જશ વાધે
હારને માજ શુ ઙ૦ કરે શ્રીહરિ
એવડો અનર્થ શીદ રે સાધે કૃ૦
મંડળિકરાય જો મુજને મારશે,
તેમા તો તાહરુ પત જણાશે,
મત્યુને ભયે નરસૈંયો બીતો નથી,
ભક્તવત્સલ તારુ બિરદ જાશે, કૃ૦

[ ન પદ ૧૦૨ ] પદ ૧૧૪ મુ [ હ ૧૧૬ ]

( જુઓ હારસમેનાં પદ, પ૦ ૮ મુ, પૃ ૧૧ )

[ ન પદ ૧૦૩ ] પદ ૧૧૫ મુ [ હ ૧૧૭ ]

કાજ પડયુ કેશવા વલવલુ વિઠના, મેરૂ ૨ જોડીને માન નાગુ,
આવ તુ ધસમસી નાથ વિના કશી, કૈક આળમ તજી ગેન જાગુ ? કા૦
તાણુ કરતા બહુ હાણ થાશે અત્યા હા કગતા હવગાઈ થાશે,
કપટની પ્રીતે તે ભાર લાગી જશે, દીનબધુ તારુ બિરુ જાશે. કા૦
શરણ આવે તેનુ ગેમ્ટ તુ ખુએ, વેદ સમૃત વદે રે વાણી
તે બિરુદ તારુ જાય છે ત્રિમ્મા, ગખ્ય નરસ્યાને દીન જાણી ૪૦

[ ન પદ ૧૦૪] પદ ૧૧૬ મુ [ હ ૧૧૮ ]

( જુઓ હારસમેના પદ પદ ૧૫ મુ કડી ૨-૪, પૃ ૧૯-૨૦ )

હારને માજે હુ હઠ કરે માવછ,
બોલતો કે નથી મુગો માટે ,
રાય મડળિક પ્રતીન માનશુ પ્રભુ
તુજને આપુ શીશ સાટે. હાર૦
પૂછતુ હોય તો પૂછ તુ નારીને
સે માઈ નવ મેહુ જે તાર
લોક સરવે સમુ કન શગુારને
શુ કહુ શામળા વાગેવારે હાર૦
કળિયુગ માહે પ્રતીત નહિ લોકને
હા નહિ આપો તો કોણ ધારે,
કહે નરસૈંયાને હાર આપો નહિ,
ચૌદ લોકે ગુણ તારા ક્યમ ગાશે હાર૦

[ ન પદ ૧૦૫ ] પદ ૧૧૭ મુ [ હ ૧૧૯ ]

( જુઓ હારસમેના પદ પદ ૪ થુ, પૃ ૭ )

[ ન પદ ૧૦૬ ] પદ ૧૧૮ મુ [ હ ૧૨૦ ]

દીનબન્ધુ તમે હરિ દારિદ્રમોચના,
દાસને અનંત આશ તારી,
અનેક શત્રુ મળી મુજને પરભવે,
નાથ વિના કોણ કરે સાહે મારી હરિ૦
તુ નાથ અનાથનો સાખ સમત પૂરે,
વાત વિન્તારતા વાર લાગે,
કૃત્ય તાગ રમે આજ અભારતો,
દુ મતિમંદ અજ્ઞાન આગે હરિ૦
રકતી લાજ તુ રાખ લક્ષ્મીવર,
દુષ્ટ જયમ ત્યમ લવે લોક મહૂ,
તેની હાંશી ને મારુ મોત છે,
જેમ હરિ રાખશો તેમ રહુ હરિ૦
માન અપમાન માહારે નવ રહ્યુ,
ભૂપતિ ભોગવો કામ કીજે,
ગણિયે નાથ અનાથને દુખથી
આશ અનંત તુજ નામ લીજે હરિ૦
સુત વસુદેવના અંતર અવિલોકિયે,
પતિતપાવન એવુ બિરુદ તારુ,
આપિયે હાર ઉગાર તુ નરસૈંને
આણુ કરણા નહિ તો પ્રાણ કાઢુ હરિ૦

[ ન પદ ૧૦૭ ] પદ ૧૧૯ મુ [ હ ૧૨૧ ]

( જુઓ અને સરખાવો હારસમેના પદ, પદ ૧૬ મુ )

વિશ્વપાળક વિશ્વભર કરુ વિનતી, તુજ વિના દુખ બીજુ કોણ જાણે,
વિનપતા વિલપતા વડી ગઇ જામની નાથ નિદ્રા તું શૂ રે આણે વિશ્વ૦
રોકી રહી નાયિકા કે પુત્રી ભીમક તણી, અંગના સંગમા રંગ માણે,
હઠ થકી સુર અસુર સૌ હારિયા, ત્રુટશે સ્નેહ અતિશય તાણે વિશ્વ૦

રાણી ચંદ્રાવળી કે મળી લલિતા સખી, કામવશ થઈને શું રે સૂતો;
ફૂલના હારમાં એમ તું શું કરે, પ્રાતઃ થયો ને રાયે વગૂતો. વિશ્વ૦
સાચ પાખે કોઈ રાચે ન શ્રીહરિ, જગત જીવનજી શે ન જાણો;
શીઘ્ર થઈ હાર નરસૈંયાને આપિયે, રાડે ચઢયો મંડળિક રાણો. વિશ્વ૦

[ ન પદ ૧૦૮ ]     પદ ૧૨૦ મું     [ હ ૧૨૨ ]

સ્વારથભૂત ના હોય રે બ્રુધરા, પરમ કરુણાનિધિ વેદ ગાયે;
ગ્રાહના મુખથી ગજને મૂકાવિયો, ગરુડ તજીને ગોપાળ ધાયે. સ્વા૦
ગરુડની ગતિ અતિ મંદ લહી માવજી, ચરણે ધાયા ઘણું સંકટ જાણી;
આપ નહિ પોહચિયા ચક્ર ત્યાં પાઠવ્યું, બેઉ ઓધારિયા કરુણા આણી. સ્વા૦
હરિનામ જશ વાધિયો ત્યાં થકી શામળા, સેવક સંકટ ટાળ્યું રે માટે;
ભણે નરસૈંયો સેહલ વાતને કારણે, કરુણાસિંધુ બિરદ શાને ડાટે. સ્વા૦

[ ન પદ ૧૦૯ ] પદ ૧૨૧ મું [ હ ૧૨૩ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૬ ઠું, પૃ ૯. )

[ ન પદ ૧૧૦ ]     પદ ૧૨૨ મું     [ હ ૧૨૪ ]

પુષ્પથી સાર અનેક છે શામળા, મુજને હારનું દાન દીજે;
રંક રાયે લહી વાત દુલ્લભ કહી, કાની કેશવ હવે કેમ કીજે. પુષ્પથી૦
કાજ કીધા વિના પ્રતીત નહિ પુરુષને, પ્રોતની રીતનો આપીરે ભામ;
સકળ સુરિનર કહે, અકળ કો નવ લહે,
        મારે તો તુજ વિના નહિ રે આશ; પુષ્પથી૦
નામ પ્રતાપે પાષાણ જળમાં તર્યા, પતિત ઓધારણ નામ તારું;
નરસૈંયાનું તું સંકટ હર શામળા, હાર આપ્યે થાયે કાજ મારું. પુ૦

[ ન પદ ૧૧૧ ] પદ ૧૨૩ મું–રાગ આશાવરી [ હ ૧૨૫ ]

( જુઓ હારસમેનાં પદ, પદ ૧૯ મું, પૃ. ૨૩. )

[ ન પદ ૧૧૨ ] પદ ૧૨૪ મું [ હ ૧૨૬ ]

ઘણું રે વરાંસિયો આજ હું વિઠ્ઠલા,
        અવસર વેગા ન આવ્યો કાજ;

કરુણાસિંધુ તને નિગમ નારદ ભજે,
ભક્ત સપડાને લગાડી લાજ. ઘણું૦
અસ્યા વાંક તારો નહીં, ગત મેં નવ લહી,
ગાંય ચારી કહો મેં ગોવાળ;
આહીરમાં રમી બુદ્ધિ બહુ નિર્ગમી,
તે ક્રોધે નહિ આપે પુષ્પમાળ. ઘણું૦
સંગ સુતાર નહિ, 'જે શીખ સારી દિયે,
હાર આપે દુઃખ મારું જાયે;
દુરિજનનાં મુખ શ્યામ કર કેશવા,
જે નરસૈંયો તારી લીલા ગાયે. ઘણું૦

[ ન પદ ૧૧૭ ] પદ ૧૨૫ મું [ હ ૧૨૭ ]

પ્રીતની રીત ત્રૈલોક્યમાં સાર છે,
શું કરું શામળા જો વિચારી;
સાચું જૂઠું જગદીશ જાણો તમો,
પ્રીતની રીત તો અટપટી ભારી. પ્રીતની૦
શંકર સ્વામીએ દીન જાણી મને,
હરિગુણ ગાવાની ટેવ પાડી;
વિવિધ વિલાસ ગાયા મેં ગોવિંદના,
ભક્તિભાવ ભૂલ્યો શું હુ અનાડી. પ્રીતની૦
તે દિનનો મેં તો તુજને આરાધિયો,
સાધિયો શુદ્ધ કરી મન સાથે;
આજ વેળા પડી આવ ઉતાવળો,
ભલાઈ ભૂધરા કર રહીને માથે. પ્રીતની૦
મારું તો બળ નથી, ઝાઝું શું કહું કથી,
તુજ થકી થાશે તે જ થાશે,
ભણે નરસૈંયો જો જીવ મારો જશે;
વળતી ગુણ તાહરા કોણ ગાશે. પ્રીતની૦

[ન પદ ૧૧૪] પદ ૧૨૬ મું [હ ૧૨૮]

(જુઓ હારસમેનાં પદ, પદ ૧૨ મું, પૃ ૧૬.)

કાનકૂટા થવા શામળા શ્રીહરિ,
લક્ષ્મીના નાથ કે નિદ્રા આવી;
બિરદ મોટું ઘણું પતિતપાવન તણું
શરણ આવ્યો તેની બાંય સાહવી. શ્રવણ૦
નિરદે નિદ્રા તજી તાર નિજ ભક્તને,
તુ વિના માહરો કોણ સ્વામી,
દુરિજન લોકને મન આનંદ વસે,
અવર કોને કહું શિર નામી. શ્રવણ૦
પુષ્પની માળ શું મન અટકી રહ્યું,
વિદ્રુમમણિએ શું મન તારે;
નરસૈંયાચા સ્વામી વિલંબ તેં બહુ કર્યો,
હાર અરપ્યો નહીં કંઠ મારે. શ્રવણ૦

[ ન પદ ૧૧૫ ] પદ ૧૨૭ મું [ હ ૧૨૯ ]

(જુઓ અને સરખાવો હારસમેનાં પદ, પદ ૨૦ મું, પ. ૨૩-૨૪.)

પ્રીતડી ગોડડી કરી, તે શું નવ સાંભરે,
ન્યૂન તારે મન થઈ રે આજ ?
કોયળી કંચન તણી નથી રે છોડવી,
પુષ્પના હારનું મારે કાજ. પ્રીતડી૦
વૈષ્ણવ મારગે શામળા મેં તુજને ભજ્યો,
હવે કાં તજે મને કે કહાન;
નહેર કાં થઈ પડ્યો, મંડળિક મદે ચઢ્યો,
તોય તને નવ આવી સાન. પ્રીતડી૦
મેલ મમતા હવે ફૂલના હારની,
લાજ લાગે ઘણી વિશ્વનાથ.

સાંદીપનને સુત આપ્યો આણી. વદે વેદમાં, આવ્યું રે;
મારો ઠાકોર શ્રીદામોદર, અન્યને હું નહીં નમ્યું રે ઓળ૦
તારણ તરણ પૂરણ પુરુષોત્તમ, નિરાકાર જે કહાવે રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, પુનરપિ જન્મ ન આવે રે. ઓળ૦

[ ન પદ ૧૨૩ ] પદ ૧૩૫ મું–રાગ પરજ [ હ માં નથી ]

( જુઓ હારમાળા પદ ૬૮ મું, પૃ. ૬૯. )

[ ન પદ ૧૨૪ ] પદ ૧૩૬ મું–રાગ રામગ્રી [ હ ૧૨૭ ]

( જુઓ હારમાળા પદ ૬૯ મું, પૃ. ૬૯;–થોડો ભેદ નીચે મુજબ–આ પછી ૧૩૭ મું પદ હારમાળાના એ ૬૯ મા પદમાં સાથે જ "હળ–જિત"થી પૃ. ૭૦ ઉપર ત્યાં આપવામાં આવેલ છે. )

મહા રંડનો મુખથી નહીં બોલે, જોતાં જૂઠો જદુનાથ રે;
ધૂતારો ધરણીધર જાણ્યો, હઠીલો ન મૂકે વાત રે. મહા૦
ગોકુળમાં ગોવાળિયો થઈને, ચાર્યાં વનમાં ઢોર રે;
જાણ્યું બળ જીવનજી તારું, નવનીત કેરો ચોર રે. મહા૦
ચંચળ લંપટ ચાડિયો, સઘળે તે કરતો મોર રે;
ગોકુળ માંહે હેરણ્યાં હેરતો, એણે અછડાં આપ્યાં બોર રે. મહા૦
પરાધીન થઈને પેટ જ ભરતો, જેમ કોઈ નહોર નાદાન રે;
નરસૈંયા સાથે હારને કાજે, આવડું શું અભિમાન રે. મહા૦

[ન પદ ૧૨૫] પદ ૧૩૬ અ–રાગ મારુ [હ ૧૩૮]

તું તો ગોકુળ માંહે રહેતો, તવ નવનીત ચોરી લેતો;
તું તો ગુજરને ઘેર જાતો, તેનો દાઢો હું ભરી ખાતો.
જસોદાજી બાંધતાં તાણી, ત્યે મૂકાવતો સારંગપાણિ;
તમે તે દહાડા સંભારો, એવું જાણીને ઉગારો.
માંહોમાંહે મોટાઈ ન આણો, મને પોતાનો કરી જાણો;
મારે રૂડે તમારું રૂડું, માહરે ભૂંડે તમારું ભૂંડું.
મારી પત જાતાં તારી જાશે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે;

લોક વરવા બોલે છે મારાં, ઢાંક મારા ઉઘાડીશ તારા
નાગર બટકરવડાં બોલા કહિયે, તુ તો કાંઈ ન આણે હઇયે;
એવું જાણીને ઓરા આવો, હાર આપીને મુજને મનાવો
તને ભખુભાનસુતા રહી રાખી, તેણે આનંદથી જોતાં ઝાખી,
તારો નરસૈંયો રીમે ભરાય, મુજ વિના જશ કોણ ગાય

[ન પદ ૧૨૬] પદ ૧૩૭ મું–રાગ પચમ [હ ૧૩૯]

ભાંગો ભોગળ ભાગો ભોગળ, ભાગો ભોગળ શામળિયા રે,
રેલા ઘેનાઈ મુકો મારા વાહલા, ગાયોના ચારણ ગોવાળિયા રે ભાંગો૦
આહીરડાને આવડો શો મચકો, આપો મોગરડાની માળા રે,
ખટકો ચિત્તમાં શાનો પેરો, જે અટકો મારા વાહલા રે ભાંગો૦
હવા ગાળ ન દેઉ મારા નાના, નરહરિ નાધડિયા રે,
બધુ તમને બનવતા જાણી, પ્રેમે અરપી ગાવડિયા રે ભાંગો૦
શુક સનકાદિક ધ્યાન ધરે છે, તે નદ તણો પિંડારૂ રે,
તને લપટ કહી હુનાવે એવુ છે ગાનું અમારુ રે ભાંગો૦
આવોને આલિંગન દીજે, સુંદિર મુખડુ નિહાળુ રે,
ભણે નરસૈંયો રજની વીતી થયુ ત્રિલોકે અજવાળુ રે ભાંગો૦

[ન પદ ૧૨૭] પદ ૧૩૮ મું–રાગ પ્રભાત [હ ૧૪૦]
(સરખાવો હારસમેના પદ ૨૨ મા ની ૧ લી કડી, પૃ ૨૫)

જાગો જાગો જદુપતિ રજની વિહાણી,
અર્વષ્ણુવડા મુને બિહાવે રે,
અરુણ ઉદે થયો હરણિયો આથમ્યો
તોય તુને દયા ન આવે રે. જા૦
વનોમાં વલોવાયે વેદ ભણાયે,
ભામનીઓ ભરે પાણી રે,
આવી ચકયા નહી શ્રીહરિ મારા,
શકે કોણે બાંધ્યા તાણી રે. જા૦

કુબાક્ષ્ણું મુચુકુંદ થકી રે,
નિંદ્રા અધિક તુંને વાધી રે,
જદુપતિ દીન હું કંઈ નવ જાણું,
તારય તારય નરસૈંયો અપરાધી રે. જા૦

[ન પદ ૧૨૮] પદ ૧૩૯ મું-રાગ પ્રભાત [હ ૧૪૧]

શકે ખત વાંચતાં હું રે ખખાર્યો, તેણે ચઢી શુ રીસ રે,
આવો આલિંગન દીજે માહરા વહાલા, ત્યારે હસિયા જગદીશ રે. શકે૦
સભા સર્વકો જેમ સાભળે, એવુ હસિયા નાથ રે,
લ્યો મેહેતાજી લ્યો મેહેતાજી, એવી બોલ્યા વાત રે. શકે૦
અમારે તમારે અંતર શાનો, હું તો દાસનો દાસ રે,
આંગળી મુખમાં ધરી નરસૈંયો ત્યારે, વાહરે આવ્યા અવિનાશ રે શકે૦
દૃઢ ભક્તિ દીઠી આસનથી ઊઠયા, ચાલ્યા શ્રી અવિનાશ રે,
ચરણ ચલાવ્યા હાર લઇ આવ્યા, ગિરિધર કુંજવિલાસ રે શકે૦
નરસૈંયાચો સ્વામી અંતરજામી, ઘણી આરત જાણી નાથે રે,
સાક્ષાત સ્વરૂપ પ્રગટ્યા અંતરયામી, ભેટયા હરિજન સાથે રે શકે૦

[ન પદ ૧૨૮] પદ ૧૪૦ મુ-રાગ બિભાસ [હ મા નથી]

(જુઓ હારમાળા પદ ૭૬ મુ, પૃ ૭૩)

[ન પદ ૧૩૦] પદ ૧૪૧-રાગ વસંત [હ ૧૪૨]

કમાડ કડકડિયાં ગડગડિયાં રે, મંડળિકના મંદિર,
સાંકળ ત્રુટી ને દ્વાર ઉઘડિયા રે, સમરથ શ્યામશરીર કમાડ૦
ખડખડિયાં ઘર ને કોશીમા રે, પડિયો પોળે પોકાર,
ધ્રુજે ભૂર સભામા સહુકો રે, થઇ રહ્યો હાહાકાર કમાડ૦
આસનથી ઊઠયા અવિનાશી રે, આવ્યા સભા મોઝાર,
સભા સર્વ દેખતા આરોપ્યો રે મેહેતાજીને કંઠે હાર કમાડ૦
પીતાંબર પ્રીતે ઓરાઢયુ રે, કાને કુંડળ જોડ,
મસ્તક મુગટ મૂકી નાચે રે, જે જે શ્રીરણછોડ કમાડ૦

મુખે મોરલી મધુરી વજાડે રે, દીનાનાથ. દયાળ;
રંગીલો છબીલો છોગાળો રે, ફરે ફૂદડી દે તાળ. કમાડ૦
જેજેકાર વદે સહુ સખીઓ રે, ધન ધન ગોકુળરાય;
નરસૈંયાને ભુજ ભરી ભરી ભેટે રે, હૈડે હરખ ન માય. કમાડ૦

[ ન પદ ૧૩૧ ] પદ ૧૪૧ મું-રાગ સામેરી [ હ ૧૪૨ ]

( સરખાવો હારમાળા, પદ ૭૭ મું, પૃ. ૭૩. )

આકણિયે જોને દ્વાર ઉઘડિયાં,
હાર ગોપાળરાયે દીધો રે;
રાજા હતો તે થરથર કાંપ્યો,
કહે મહા અપરાધ મેં કીધો રે. આકણિયે૦

દાતણ કરવાની વેળાએ,
વાચા પ્રભુએ પાળી રે,
સંકટ સંઘાર જ કીધો,
વિપત સઘળી ટાળી રે. આકણિયે૦

મુનિજનનો તેડ્યો ના આવે:
પહાને વશ ના થાયે રે,
તે પ્રભુએ પ્રત્યક્ષ આવી,
નરસૈં ભક્તની કીધી સાહે રે. આકણિયે૦

શ્રીપાત સંન્યાસી વિસ્મે પામ્યા,
જોઈ રહ્યા ગોપાળ રે,
જેણે જેવા તેણે તેવા,
દીઠા દીનદયાળ રે. આકણિયે૦

રઘુનાથાશ્રમે રઘુનાથ દીઠા,
નરસિંહાશ્રમે નૃસિંહરૂપ રે,
અદ્વિતાશ્રમે અદ્વૈતરૂપ દીઠા,
ગોવિંદાશ્રમે ગોવિંદસ્વરૂપ રે. આકણિયે૦

નરસૈંયાચા સ્વામી આશ તારી ઘણી,
અર્પ રે અર્પ હવે કંઠ હાર. પ્રીતડી૦

[ ન પદ ૧૨૬ ] પદ ૧૨૮ મું [ હ ૧૩૦ ]

અલ્યા હાર હૈયે ધર્યો, દાસ કાં વીસર્યો,
કોઈ મોટમ હૃદય મધ્યે આણી;
જદુપતિ જનપતિ જગપતિ શામળા,
તારી મોટાઇ મેં તો ઠીક જાણી. અલ્યા૦
હું તને જાણું રૂડી પેર જાદવા,
કંચુકી પેહેરીને તું રે નાચે;
ગોપીઓ સરવને તારે રમાડવી,
પુષ્પના હારથી તે બહુ રે રાચે. અલ્યા૦
જે તુજને ભજે ગૃહસ્થપણું તે તજે,
જોગી થઈ વનમાં ભીખ માગે;
ભણે નરસૈંયો મુને હાર આપો હરિ,
નિર્લજ આ કાજે તુને લાજ લાગે? અલ્યા૦

[ ન પદ ૧૨૭ ] પદ ૧૨૯ મું [ હ ૧૩૧ ]

નિરદે સદા હરિ, દયા તેં તો નવ ધરી,
પયપાન કરાવી પૂતનાપ્રાણ લીધા;
અબળા વ્યાકુળ કરી, તેહ ત્યાં થરથરી,
કાલાવાલા તારા કોટિ કીધા; નિરદે૦
જનકસુતા સતી, બંધુ લક્ષ્મણ જતિ,
વણુ અપરાધે તેં વન ભમાવ્યાં.
દુષ્ટતા તેં કરી,' તેહને પરહરી,
દમન બહુ બહુ કરી તેને દમાવ્યાં. નિરદે૦
માતનો વધ કર્યો, તે તું દામોદરો,
વીસરી કેમ જાય વાત કૂડી;

આપતાં દાન પાતાળે બલિ ચાંપિયો,
પેર પ્રભુ એ ન હોય રૂડી. નિરદે૦

જે તને ધ્યાય તેનું સરવસ જાય રે,
જોગી થઇ વન વન ભીખ માગે,

ભણે નરસૈંયો તું તો નિરદે રે નરહરિ,
જોયું વિચારી મેં પાછે આગે. નિરદે૦

[ ન પદ ૧૧૮ ] પદ ૧૩૦ મું – રાગ વેળાવર [ હ ૧૩૨ ]

ઊઠ રે અટપટા, નથી બોલતો લટપટા,
લપટા લાજ તારી આજ જાશે,

મજપતિ રગમા કેવળ ઘટા કરે,
તુજ વિના વાહરે તે કોણ ધાશે. ઊ૦

ઊઠ તું ચરવડી, શું બેઠો હરખડી,
ગાડ ઘાઢી પડી મુજ સાથે,

બરદપાલક હરિ સાર કરજે ખરી,
નિર્ગમે લાજ તો તુજ હાથે. ઊ૦

જીવ મારો જગમગે, અંગ મારું ફગમગે,
ડગમગે નેત્ર જોવાને રૂપ,

નરસૈંયો રગમગે, લોક સહુ ચગમગે,
કોપિયો મંડળિક દુષ્ટ ભૂપ ઊ૦

દૈત્ય મૂકની પરા, ગેન તે બહુ કર્યાં,
ગોપીને રીઝવી બહુ રે સતાપ્યાં,

માતને દૂઝવી તાતને વીસરી,
બેનને કાનડા નરસૈંને શા સુખ આપ્યા ઊ૦

[ ન પદ ૧૧૯ ] પદ ૧૩૨ મું [ હ.૧૧૩ ]

બોલ્યને શામળા, આવડા શા આમળા,
કામળામાં મન કેમ રાખે.
કોટિ બ્રહ્માંડ તુજ બાથે બાહુબળા,
આજ મુને હાથથી કયા ફેકી નાખે બોલ્યને૦
પ્રહ્‍લાદ ઉગારિયો, ધ્રુવને મોહોચાડિયો,
બલિને કીધો પાતાલ ભૂપ,
હવણ્યા શું હારિયો, કોણે તુને વારિયો,
નારીઓ મોહિ રહી નિજ રૂપ બોલ્યને૦
અલ્યા મૂકય રે મરકડા, ફોગટ ફરકડા,
હરકડા મૂકય વારુ રે વાહના,
નરસૈયા વિના તને આમ કોણ પ્રીછવે,
નગણ્યા ન થયે મારા નાના બોલ્યને૦

[ ન પદ ૧૨૦ ] પદ ૧૩૨ મુ [ હ ૧૧૪ ]

ડગમગે કાહાન તારુ મન ચોદિશ ભમે,
જાણે મને નાગર કઈક આપે,
નામ લક્ષ્મીવરા કે લાવ્ય સદા
આ રંકને રાય ક્યા મતાપે ડગમગે૦
તાંદુલા લઈ રિદ્ધ વિપ્રને મોકલી
ભુવન કીધું વૈકુંઠ પ્રમુ,
માહરે તો દાન તો ધ્યાન છે તાહરુ
નિત્ય પ્રતિ ગુણ ગાઇ રમુ ડગમગે૦
મન મોહ કરી હાર મુજ કંઠ ધરી,
હરખાને હરિ મારા રે આવો,
ભણે નરસૈયો રજની સઉ વહી ગઈ,
દુષ્ટને હાથથી મને મૂકાવો ડગમગે૦

[ન પદ ૧૨૧] પદ ૧૩૩ મું [હ ૧૩૫]

દેવા દેવ તુજને સદા દીન પ્રતિપાળવા,
કંથ કમળા રહ્યો સંત સામો;
લાખો પાળે તેનો દોષ શો માનિયે,
હાથ જમણો વળે મુખ સામો. દેવા૦
કામધેનુ કૃષ્ણજી કોડ કરતાં રહ્યાં,
ગોપીનાં ગોરસ ચોરી પીધાં;
શબરીનાં બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો,
મુનિ તણા વૃંદનાં માન કીધાં. દેવા૦
દ્રૌપદી કેરી લાજને કારણે,
દ્વારિકાથી ધસ્યો એક શ્વાસે;
પાંચ પાંડવ તણી લાંચ નોહતી જડી,
દૂત થઈને ગયો દુષ્ટ પાસે. દેવા૦
ભૂતનું નોતરું ભાવ વિણ પરહર્યું,
પ્રેમનો પારખુ પરમ ડાહ્યો;
ભક્તની ઝુંપડી જગત ઊંચી કરી,
ભાજીને ભોજને તું ધરાયો. દેવા૦
બિરદ તારું બહુ વિશ્વ જાણે સહુ,
ના ચળે નાથજી વેદવાણી;
નરસૈંયા રંકને ઝંખના તાહરી,
આપ અલબેલડા દીન જાણી. દેવા૦

[ન પદ ૧૨૨] પદ ૧૩૪ મું–રાગ આશાવરી [હ ૧૩૬]

ઓળખ્યો હરિ રાજા વિભીષણ, નામે નામકી તારી રે;
કુબજાનું કષ્ટ હર્યું ધરણીધર, અહલ્યા શ્રીહરિએ ઉગારી રે. ઓળ૦
દુષ્ટ દુશાસન ને દુર્યોધને, સતીને સભામાં આણી રે;
પંચાળીને પટકૂળ પૂર્યાં, સનરથ સારંગપાણિ રે. ઓળ૦
ધ્રુવ અંબરીષ રાજા, રુકમાંગદ, પાંડવની પત રાખી રે;
સુદામાને નવે નિધ આપી, સુરિનર મુનિવર સાખી રે. ઓળ૦

મારા રે બાધ્યા વૈષ્ણુવ છોડે, વૈષ્ણુવે બાધ્યા મે નવ છૂટે રે,
એકવાર વૈષ્ણુવ મને બાધે તો, તે બધન મે નવ તૂટે રે પ્રા૦
બેસીગાય ત્યા હુ ઉભો ઉભો સાભળુ, ઉભા ગાય ત્યા હુ નાચુ રે,
હુ તો વૈષ્ણુવથી ક્ષણ નહીં અળગો, રાખે નરસૈ ગો ગો સાચુ રે. પ્રા૦

[ ન પદ ૧૩૬ ] પદ ૧૪૭ મુ-રાગ પ્રભાત [ હ ૧૪૭ ]
( જુઓ હારસમેના પદ-પદ ૨૪ મુ, પૃ ૨૭ )

[ ન પદ ૧૩૭ ] પદ ૧૪૮ મુ-રાગ પચમ [ હ ૧૪૮ ]

મેહેતો-મે ગાયો બ્રહ્મ તે પરમ આનદશુ
કરમના જીવ તે મરમ બોલે,
ધરમધુરધરા તમને જાણે નહીં
રત્ન ગુજા કરે એક તોલે મે૦
નિગમ ને અગમ ને સુગમ તો તે કર્યા,
ગોપીવિહારને કોણ જાણે
લક્ષ્મીપતિ ગો રચે નહીં કામના
ભોમીના ભૂર તેને મર્મ આણે મે૦
જ્યાં છે પ્રેમ ત્યા પરમ આનદ છે
અન્ય આનદ ત્યા અન્ય લોગે
ભણે નરસૈયો મહામતિ ગાય છે ગુણ કથી
કામી એ સમજે તો કામ નોગે મે૦

*[ન પદ ૧૩૮] પદ ૧૪૯ મુ-રાગ કેદારો [હ ૧૪૯]

દેવા તુ જે નાચે ને હુ તાન વાઉ
એ તાનને શબ્દ વૈકુઠ જાઉ,
અનેક અનગિત ગતિ પિંગળા પારખુ
નાથ કહી ભેદ તુજ પુઠે ગાઉ દેવા૦

---

* ૧૪૯ મા પદ પછી હમા વધારનુ પદ —
પદ ૧૫૦ મુ—રાગ ધવળધનાશ્રી
એક કર જોડી સન્યાસી સઝવે લાગે મેહેતાને ૧ ૪૯

અમે તમ સાથે વાદ કર્યો તે મેહેતા કરો ક્ષમાવજી
ભીમ ભક્ત કે' મે'તાજી તમે, પરમ ભાગવત નિદાનજી,
એવું કહીને પગે પડિયો, મૂકી મનનું માનજી
પ્રબળ પ્રધાન કે' મેહેતાજી, મોટા તમો મહારાજજી,
અમે અપરાધ કર્યો તમ સાથે ક્ષમા કરો તે આજજી
એવું કહીને મસ્તક મૂક્યું, મેહેતાજીને ચરણેજી,
એમ ઉપર દયા તમ રાખો, આવ્યો તમારે શરણેજી
રાજાની રાણી ત્યાં આવી, જોડીને બેઉ હાથજી;
ધનધન મેહેતા ધનધન સખીઓ ધનધન વૈષ્ણવ સાથજી.
ધનધન સગ નમાં મેહેતા, ધન હરિજન મહિમાયજી
તિને વચન કહી મેહેતાને રાણી લાગે પાયજી"
સભા સર્વ નમી મેહેતાને, અતિ ધરી આનંદજી
વિહ્વળ થયો રાજાને નમતા, એમ કહે પ્રેમાનંદજી"

આ પછી હમા પદ ૧૪૩ મું છે, ત્યાં છેલ્લી પાસ લીટી બદલ નીચે મુજબ પાઠ છે —

"પ્રેમાનંદ કહે મંડળિકરાયે માતને પૂછી વાતજી"

આ પછી હમા એક પદ છે, જે ઉપરના ૧૫૦ અને ૧૫૨ને સ્થાને છે —

પદ ૧૫૨ મું—રાગ કેદાર ધારી

"રાજા આવ્યો જનની ભણી, કહો માતા સ્વપ્ન મુજ તણી,
વળતી માતા બોલ્યા એમ, સાંભળ સ્વપ્ન થઈ છે જેમ.
ઋતુધર્મે વિષે પ્રતિહાર, અસુરનું મુખ દીઠું તેણી વાર
તે માટે અસુરનો સહી જન્મ તો તેણે કહી
તેનું મુખ દીઠું તે દન, તેવી બુદ્ધિ થઈ તુજ તન
રાજા વચન એવું સાંભળી, મનનું માન ગયું સૌ ગળી.
રાય નમ્યો મેહેતાને પાય, ક્ષમા કરો હું મંદમતિ રાય
અમો અલ્પમતિ અજ્ઞાન તમો હરિજન છો હરિસમાન.
ફરી ફરી વિનંતિ બહુ કરે, મંડળિક નયણે નીર જ ભરે,
શ્રીપાત્ર સંન્યાસી મેહેતાને નમ્યા, અમો અભાગ્યે વૈષ્ણવને દમ્યા.

દેવા તું ઘર વાંસળી ક્ષુદ્ર ઘંટાવાળી,
કેસરી લંક કટિ જંત્ર થાઉં;
રાધિકા સંગ ભુજ બાંધ ગ્રીવા ધરૂં,
રંગની રેલમાં હું તણાઉં. દેવા૦
જંત્ર વીણા રસ ઝાલરી ઝાંઝરી,
ઘુઘરી પગ ધરી ઠમક થાઉં;
ભમર ચક્ષ ચાળમાં નેણુ લટકા કરે,
જુવતીના જૂથમાં હૂં સમાઉં. દેવા૦
કંચુકી હાર ને લટકે કૌસ્તુભમણિ,
મુકુટ મણિ મેખળા વારી જાઉં;
માનીતી સાથ જ્યારે પ્રેમભામરી ફરું,
ચરણની રેણુમાં હું સમાઉં. દેવા૦
અતિ રે આનંદભેર સબળ બળ સિંચતાં,
રીઝતાં દેખીને હૂં સરાઉં;
ભણે નરસૈંયો પ્રેમરસ રમતાં,
તુંને નિરખીને બલિહારી જાઉં. દેવા૦

[ન પદ ૧૩૯–૧૪૦] પદ ૨૫૦ મું–રાગ કાલેરો ને પંચમ [હ માં નથી]

(જુઓ હારમાળા–પદ ૭૮ મું, પૃ. ૭૫ ના પ્રથમ ૮ લીટીનું પદ 'રાગ કાલેરા'મા આપી પછીની ૬ લીટીનું જુદુ પદ 'રાગ પંચમ'માંથી આપે છે.)

---

ક્ષમા કરો અહિત અ ખરી કર જોડીને વિનતિ કરી;
થયો અપરાધ તે કરો ક્ષમાય. વળી વળી લાગે મેતાને પાય.
પ્રેમ ન જાણ્યો અમો મહારાજ, રાખી હરિયે તમારી લાજ,
ભીમ મેહેતાને પ્રણામ જ કરે, બ્રહ્મચરી રારણે શીશ ધરે.
વૈષ્ણવજન રળિયાત જ થયા ને હરિજનના મહિમા લહ્યા;
કહે નરસઇયો જપો હરિનામ, દામેદરાયને કરો પ્રણામ.
કરતા હસ્તના છ મીહરિ, તેને ભજજો ભાવે કરી;
મુજથી તે કઈએ નવ સરે, કે' પ્રેમાનંદ મે'તા (એમ) ઓચરે.''

[ ન પદ ૧૪૧ ] પદ ૧૫૧ મું-રાગ બિભાસ [ હ માં નથી ]
(જુઓ હારમાળા પદ ૮૦ મું.)

[ ન પદ ૧૪૨ ] પદ ૧૫૨ મું-રાગ પ્રભાતિયું [ હ માં નથી ]
મારો ઠાકોર શ્રીદામોદર, મારી સાર કીધી સંભાળી રે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારી રે. મારો૦
રમઝમ કરતાં હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખીઓ સઉકો હરિને વધાવે, બોલે જેજેકાર રે. મારો૦
શ્રીમુખ બોલે દામોદરજી, ધન ધન વૈષ્ણવ જાત રે;
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાઉં તારે હાથ રે. મારો૦
શિવ સનકાદિક નારદ શારદ, દેવતા તેત્રીસ કોડ રે;
અંતરિક્ષ રહીને જે જે બોલે, નરસૈંયો જીત્યો હોડ રે. મારો૦

[ ન પદ ૧૪૩ ] પદ ૧૫૩ મું-રાગ આશાવરી [ હ ૧૫૩ ]
સભા શીખ આ નરસૈંયાને આપે, વૈષ્ણવ મંદિર પધારો રે;
ધન ધન મેહેતા ધન સખીઓ, ધન ધન સ્નેહ તમારો રે. સભા૦
રાયે આજ્ઞા આપી મેહેતાને, મંદિર પધારો સ્વામી રે;
તમો ભક્ત હરિના સાચા, અમો કુબુદ્ધિયા કામી રે. સભા૦
તત્ક્ષણ પ્રણામ કરીને ઉઠિયા, કરમાં લેઈને તાળ રે;
સખીઓ સહુ પુંઠે પળાયે, જય જય શ્રીગોપાળ રે. સભા૦
આવો ગુણ ગોપાળજી કેરા, એ સંકટનો સ્વામી રે;
નરસૈંયાનો પ્રભુ નકરો નકરો, ખાનાની પત રાખે એ નામી રે. સભા૦

[ ન પદ ૧૪૪ ] પદ ૧૫૪ મું-રાગ આશાવરી [ હ ૧૫૪ ]
સરસ ગાન સુંદરીઓ કરે, વાગે ચંગ મૃદંગ ને તાળ રે;
નર નારી સહુ મોહ્યું નગરનું, જય જય દીનદયાળ રે.
સખીઓની કોટે બાંય ધરીને, મેહેતો કરે છે ગાન રે;
સોરઠ સહુકો જોઈ રહ્યું રે, અકળચરિત્ર ભગવાન રે;
મેહેતાજી આવ્યા મંદિર મધ્યે, હરખ્યાં સંત પરિવાર રે;
હાર જ લેઈ હરિ હોડ જ જીત્યા, ધન વૈષ્ણવ અવતાર રે.

સહજાનંદે સહજાનંદ દીઠા,
માધવાશ્રમે માધવ જેહ રે,
અદ્‌ભુતાશ્રમે અદ્‌ભુતરૂપ દીઠા.
અચ્યુતાશ્રમે અચ્યુતદેહ રે. આરૂણિયે૦

કેશવાશ્રમે કેશવરૂપ દીઠા,
પ્રસાદપુરીએ પ્રેરક પ્રભુ રે,
બ્રહ્માશ્રમે બ્રહ્મરૂપ દીઠા,
શ્રીધરાશ્રમે સિદ્ધ વિભુ રે આરૂણિયે૦

વિશ્વેશ્વરાશ્રમે વિશ્વરૂપ દીઠા,
વસુદેવે વાસુદેવ ત્યાંય રે,
વિશ્વ ભરાશ્રમે વિશ્વ ભર દીઠા
મુકુંદે મુકુંદ જ્યાંય રે આરૂણિયે૦

રામાનંદાશ્રમે રામાનંદ દીઠા,
ભીમડે દીઠા રામ રે,
રાજમાતાએ ચતુર્ભુજ દીઠા,
રાણીએ સુંદરસ્યામ રે આરૂણિયે૦

પ્રલબે પ્રલ્લેરૂપ દીઠા,
મંડળિકે દીઠો કાળ રે,
શ્રીધર પંડિતે પંડિતરૂપ દીઠા,
સભાએ સુંદર ગોપાળ રે આરૂણિયે૦

ચારે સખીઓએ ચતુર્ભુજ દીઠા,
કુંવરબાઈએ દીઠો તાત રે,
નરસૈયે રંગીલો છબીલો દીઠો,
શ્રીગોકુળનો નાથ રે આરૂણિયે૦

જેને જેવો ભાવ જ હતો,
તેણે તેવો દીઠો દયાળ રે,

•મેહેતાજીને  કરે  આરોપી,
મોહને મોગરાની માળ રે. આકૃણિયે•

[ન પદ ૧૪૨ ] પદ ૧૪૩ મું—રાગ ધવળધનાશ્રી [હ માં ૧૫૧]

શ્રીપાત સંન્યાસી મંડળિકને કહે છે; લાગો મેહેતાને પાયજી;
અંધ પ્રધાને કંઇ નવ જાણ્યું, આક્રંદ કરે છે રાયજી.
ભૂર ભીમડે ભલું નવ કીધું, રાય કરે વિલાપજી;
રાણી મેહેતાને ચરણે લાગી અમોને ઉગારો આપજી.
ત્યારે રામાનંદ કેહે મંડળિકને, હીણમતિ તું રાયજી;
ધિક ધિક જીવતર તારું રાજા, ધિકધિક તુજ પિતાયજી.
અસુર તણે હાથે મરણ પામંજે, જાર જાતના તનજી;
રામાનંદે રાજા શાપ્યો, કહી બહુ ક્રોધવચનજી.
રાજ્ય તારું જશે અપરાધી, તેં દૂભ્યો હરિનો દાસજી;
રિદ્ધ સિદ્ધ સંપત તારી જાશે, નહિ રેહે કોઇ તૃણ વાસજી.
મેહેતાજી કહે એમ ન કીજે, ક્રોધ રામાનંદ મુન્યજી;
રાય દામોદરે હાર જ આપ્યો, તે રાય મંડળિકનું પુન્યજી
આપણ કોઇને દોષ ન દીજે, મને લાગે કલંકજી,
દામોદરરાયે લજ્જા રાખી, હું ઉગાર્યો રંકજી.
ત્યારે રાજા મન પસ્તાણો, આવીને દંડવત કીધોજી.
મેં કુમતિએ કહ્યું નવ માન્યું, એકે અરથ ન સીધોજી;
આગે સોવણની અલકાપુરી આપી, તે એક ન આવ્યું કામેજી.
કળિયુગમાં હરિભક્તિ મોટી; મોટું નારાયણ નામજી;
એ વિતક તો કોને કહિયે, મળ્યા ભીમ પ્રધાન સંન્યાસીજી.

---

• હ માં આ પછી ચાર લીટી વધુ:—

"તાલ તાન ને રસ અપરિમિત, મોહ્યા મદનગોપાળ રે,
જેજેકાર સહુ કો ભણે મે. હરિભક્ત તણા પ્રતિપાળ રે. આકૃણિયે•
જેજેકાર એ વૈષ્ણવજનને, હરિગુણ ગાયે રસાળ રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર જે, ભક્તવત્સલ પ્રતિપાળ રે. આકૃણિયે•"
છેલ્લી લીટી હ ની પ્રત ૧ માં જ છે.

નારાયણનો જન દુભાયો, એણે નવ જોયું વિનાસીજી.
એવો શાપ સુણીને રાજા, કર જોડી લાગે પાયજી,
હું અજ્ઞાની કંઈ નવ સમજ્યો, અતિ થયો અન્યાયજી
વૈષ્ણવ સાથે વિપરીત કીધું, દીધું દુઃખ અપારજી,
પૂર્વના પાપ જ પ્રગટ્યાં આવિયાં આડાં આ વારજી
એવી બુદ્ધિ કેમ થઈ મારી તે સમજાવો વાતજી,
સ્વામી તમે કહો કંઈ પેર જાણી, મારી જે જાર જાતજી
ત્યારે રામાનંદ કહે સુણ્ય રાજા, પૂછ મેહેતાને એહજી.
પ્રગટ કરીને તુજને કહેશે જાત તારી છે તેહજી
પાગે લાગે મેહેતાજીને, પૂછે મંડળિક રાયજી,
જાર જાત મારી કેમ, તે કહોને વારનાયજી
મેહેતાજી કહે સાંભળ મંડળિક, તારી જાતની વાતજી,
સર્વ પ્રકારે તુજને સમજાવે જઈ પૂછને તારી માતજી
મંડળિક આવ્યો ગોખ જ માંહી, જ્યાં છે પોતાની માતજી.
*પ્રણામ કરીને રંક થઈને, માતને પૂછી વાતજી
વળતી માતા એણી પેરે બોલ્યાં, સાચું કહું છું ભૂપજી.
રાજમહેલમાં એક મ્લેચ્છ રહેતો, તેની દૃષ્ટે ઉપન્યો તુંયજી
તે દૃષ્ટે ગર્ભમાં આવ્યો, થયો જન્મ આ તારોજી.
નરસૈંયો ભણે ભક્તિથી મ્લેચ્છ બુદ્ધિનો મુજારોજી

[ ન પ° ૧૩૪ ] પદ ૧૪૪ મું—રાગ બિહુડો [ હ ૧૪૪ ]

જય શબ્દ સુરિનર ઓચ્ચરે કુસુમ તણી હોય વૃષ્ટિ અપાર,
ય ધન્ય આ નરસૈંયાને, જેણે હરિના કંઠનો પહેર્યો હાર. જય૦
ભિનાદ ગગડે નભ માંહી, હરખ્યા હરિજન સર્વ અપાર,
તણી દેવાંગના સરવે ધન ધન વચન વદે મુખ સાર. જય૦

* અહીંથી પાઠ લીધી બદલ ૯ મા —

'પ્રેમાનંદ કહે મંડળિક રે, માતને પૂછી વાતજી

ધન્ય નરસૈંયા તું, ધન્ય આ સખીઓ, ધન્ય એ ભૂતળમાં અવતાર;
સુરિનર સહુકો એણીપેર બોલે, ધન્ય નરસૈંયો ઉતર્યો ભવપાર. ૪૫૦

[ ન પદ ૧૩૪ ] પદ ૧૪૫ મું–રાગ સિંધુડો [ હ ૧૪૫ ]

( સરખાવો હારસમેનાં પદ, પદ ૭૯ મું, પૃ. ૪૨. )

આ હરિ ઓચરે નરસૈંયો ચિત્ત ધરે,
સાંભળે સર્વ સભા રે ધીરી થઇ રે;
હાર આપી હરી વિનયે વિનતિ કરી
સનમુખ શામળો જોડી ખૂબ બની રે. આ૦
શ્રીહરિ હરખે ઓચરે, વૈષ્ણવજન મારું જીવન,
દાખવો દામોદર દીન વાણી;
સંસાર પરહરે પ્રેમ મુજ પર ધરે,
પૂરણ પરબ્રહ્મ કહે પ્રીત આણી. આ૦
દાસનો દીન છું ભક્તઆધીન છું,
કોણ લેખું મેહેતા હાર કેરું;
કહે બ્રહ્માંડપતિ કરું એ વીનતી,
નરસૈંયા વચન એ નહિ રે ફેરું. આ૦

[ ન પદ ૧૩૫ ] પદ ૧૪૬ મું–રાગ પ્રભાતિયું [ હ ૧૪૬ ]

કૃષ્ણ-પ્રાણપે મને વૈષ્ણવ વાહલા, હરનિશ તેને ગાઉં રે;
તપ તીરથ વૈકુંઠપદ મૂકી, મારા ભક્ત બોલાવે ત્યાં જાઉં રે. પ્રા૦
અંબરીષ રાજા મને અતિ ઘણો વાહલો, દુર્વાસા માનભંગ કીધું રે;
મેં મારું અભિમાન તજીને, ચક્ર સુદર્શન વાળી લીધું રે. પ્રા૦
ગજને માટે ગરુડે ચઢી પળિયો, હરિજનની સુધ લેવા રે;
ઊંચ ને નીચ હું તો કંઈનવ જાણું, મને ભજે તે મુજ જેવા રે. પ્રા૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશી રે. પ્રા૦
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું, ને સંત સૂએ તો હું જાગું રે;
મારા સંતની નિંદા કરે તેની જિહ્વા સદ્ય જ કાપું રે. પ્રા૦

*ધન્ય મોરડ, ધન્ય એ માળા, ધન્ય આશાવરી રાગ રે;
ધન્ય નરસૈયો ભલે અવતરિયો, શ્રીકૃષ્ણ ભજ્યાનો લાભ રે.

[ ન પદ ૧૪૫ ] પદ ૧૫૫ મું—[ હ માં ૧૫૪ ચાલુ જ ]
આ દામોદર મંદિરમાં આવ્યા, જઈ મેહેતાજી વધાવે રે,
નાગરી ન્યાતમાં ડંકુ ચઢાવ્યું, કંઠે હાર લટકતા લાવે રે.
કુંવરીએ ચરણે શીશ નામ્યું, બોલ્યાં લલિત દીન વાણી રે;
આજ સંકટથી ઉગાર્યાં અમને, પ્રભુ પ્રીત્ય તમારી જાણી રે.
નિરધનને વળી નાત નાગરી, હરિ ન આપીશ અવતાર રે;
• ભણે નરસૈયો એ શુભ સાચું, હું માગું વારંવાર રે.

×[ ન પદ ૧૪૬ ] પદ ૧૫૬ મું [ હ ૧૫૭ ]
હરિભક્તિ વિના જે જન જીવે, તેનો જાયે અફળ અવતાર રે;
તુળસીની માળા તિલક વણુ પાખે, બીજા જૂઠા શણગાર રે.

---

• આ બે લીટી હમાં નથી: ને ઉપરનું ૧૫૫ મું સાથે જ પદ છે.
× આ ૧૫૬ મા પદ પહેલા હમા નીચેનાં બે પદ વધારાના છે:—

પદ ૧૫૫ મું—રાગ આશાવરી

"હરખ્યા લોક નગરના સહુકો, ધનધન વૈષ્ણવનો અવતાર રે;
સોરઠ સઘળુ ચરણે લાગી, સહુ મે હિ રહ્યા નર નાર રે હરિ૦"
( આ પછી હમા અસલ હારમાળાનું પદ ૭૯ મુ છે. પણ ત્યાની ૨જી કડી હમા નથી. ત્યાની ૪થી કડીને બદલે હમા નીચે મુજબ છે — )
"મંડળિકરાયે કંઈ નવ જાણ્યું, કીધો વૈષ્ણવ સાથે વાદ રે
અલ્પમતિ અત્યજનો જાયો, બોલે પ્રજા એમ ઉલ્લાદ રે. હરિ૦
રાજેશળા લોકના મળિયાં મેહેતાજીને સંગ રે,
નરખે હરખે નર ને નારી અતિઘણે ઉમગ રે હરિ૦
પ્રતાપ પ્રગટ્યો મેહેતાજીનો, જય બોલે જ્યા ત્યાય રે,
પ્રેમાનંદ કહે આવી બેઠા, મેહેતાજી મંદિર માય રે હરિ૦"
( આ ભાગ પ્રત ૧ લીમાં જ છે )

પદ ૧૫૬ મું—રાગ ધનાશ્રી

"હાંખે હરિજન મળવાને આવે, પૂજા કરીને પુષ્પે વધાવે;

દશ માસ માતા મહા દુઃખ પામી, અકારજ ખર ભાર રે;
દેહ ધરીને હરિનો દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર રે.
હરિભક્ત જેને નહીં વાહલા, તેને કૃપા નહીં નિરધાર રે;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક ધર્મ વ્યભિચાર રે.

[ ન પદ ૧૪૭ ] પદ ૧૫૭ મું–રાગ ધનાશ્રી [ હ ૧૫૮ ]

તેણે નર જીત્યું રે જીત્યું. ૨૬
તેણે વેદ પુરાણ વદીતું રે,
તેને મુક્ત વાહણ ઘેર છીત્યું રે છીત્યું;

---

શ્રીફળ ફોફળ સહુકો લાવે, અર્પણ કરીને મુસ્તક નમાવે.
અસ્તુ કરીને ચરણે લાગે, કર જોડીને ખમાન જ માગે;
ધન્ય મેહેતાજી ભક્તિ તમારી, કૃપા કરી તુઠયા મોરારી,
અણે નરસઇયો શિવપ્રતાપે, શું છે જે હરિ હાર ન આપે;
બિરદ પોતાનું પાળે હરિ, શાસ્ત્ર સકળ એમ કે' ઉચ્ચરી,
હરિજનના હરિ છે સહાય, વેદપુરાણ તે એમ જ ગાય;
નાગરલોક આવ્યા તે સમે, કર જોડીને ચરણે નમે.
મેહેતાજી તમે હરિના દાસ, અમે બંધાયા માયાપાશ;
અમો અપરાધી છીએ અજ્ઞાન, જાણ્યા નહીં તમને ગુણવાન.
ક્ષમા કરજો અમારો અપરાધ, તમને ન જાણ્યા વૈષ્ણવ સાધ,
ધિક ધિક આચાર અમારા સંહી, નિંદા તમારી અમથી થઈ.
એ અમે બાંધ્યો બહુ દોષ, મે'તા મન ન રાખશો રોષ;
અહો નરસઈયા એમ કાં કહો, હરિ હરિ મુખથી ઉચ્ચરો,
હરિ નામનો મહિમા બહુ, સુરિનર મુનિવર જાણે સહુ;
હરિને નામે પથ્થર તર્યા, અનેક પતિત આગે ઓધર્યા.
તેહ તમે જેવા હરિનામ, જેણે સકળ સીં સુધરે કામ.
(મે'તાનાં) વચન સાંભળી સુખિયા થયા, આપઆપણે મંદિર ગયા;
મેહેતાનો મહિમા વાધ્યો અપાર, પ્રેમાનંદ કે' થયો જેજેકાર."

( આ પદ પ્રત ૧ લીમાં જ છે.)

પ્રજા સૌને આનંદ વાધ્યો, દુઃખ દારિદ્ર નહીં લેશજી;
વિપત કંઈએ સ્વપ્ને નહીં, (કહોના) પાવન કીધા દેશજી.
ઘેરઘેર કથા કીર્તન જશ ગાયે, રોગ ચરચા ગોવિંદજી;
વૈકુંઠથી અધેરી રચના, વાધ્યો બહુ આનંદજી.
બાલમુકુંદ ને જે નિરાધાર, ગાયે મેહેતાની વાણીજી;
રંક બાળક બહુ મળીને બેસે, ઘેરઘેર મેહેતાની કાંણીજી.
કુંડળ ને માળા પીતાંબર, આપ્યો પ્રભુએ શણગારજી;
તે પહેરીને મેહેતો સેવે, દામોદર દાતારજી,
સખી રૂપ ગાયે કીર્તન ઓચ્છવ, નૃત્ય કરે ધરી પ્રેમજી,
એવી શોભા જોવા જગમાં, હરિને થયું અતિ પ્રેમજી.
મંડળિકરાય વિસર્જન પામ્યો જથા કાળ અનુસારજી;
રાજનગરનો રાજ્ય યવન, તેણે લીધો સ્વમન મોઝારજી.
નિકટ રાખીને અધિકાર રોપ્યો, કીધો મુખ્ય પ્રધાનજી.
જુનાગઢમાં ભક્તિ પ્રવર્તી, ભજે સહુ ભગવાનજી;
મેહેતાજીને ચરણપ્રતાપે, રહ્યો ધ્યાન અધિકારજી.
અવિદ્યા કોને અંગ ન વ્યાપે, હરિજશ મુખ ઉચ્ચારજી,
નિરમે વહને હરિગુણ ગાયે, મળી કુટુંબ પરિવારજી;
પરમ બળ મેહેતા તણું, સહુ છૂટ્યા ભવસંસારજી.
આત્મનિધિ પ્રજા તે કાળે, નિરખે મેહેતાનું રૂપજી,
વળી વિશેષે દરશન પામ્યા, શ્રીકૃષ્ણ ત્રિભુવન ભૂપજી.
કળિયુગમાં જે કૃપાપાત્ર જન, મેહેતાવંશો જશ ગાયેજી;
વિના આયાસ શમ દમાદિક, સેહેજે કૃતારથ થાયેજી.
શ્રી હરિ કેરું વચન જે મેહેતા પ્રત્યે ભાખ્યુંજી,
"તારો અક્ષર ગાય સાંભળે તેના પૂર્વજ વૈકુંઠ રાખું જી."
એ ભક્તમહિમા સંક્ષેપે વર્ણવ્યું જથામતિ અનુસારજી;
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કર્યાં ચરિત્ર ઉદારજી,
તે સઘળાનો ભેદ કરીને ભાખ્યું શુભ આખ્યાનજી,
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમાં તે વર્ણ્યું વાખ્યાનજી.

પ્રજા તોને આનંદ વાધ્યો, દુઃખ દારિદ્ર નહીં લેશજી;
વિઘનકર્મએ સ્વપ્ને નહીં, (કહોના) પાવન કીધા દેશજી.
ઘેરઘેર કથા કીર્તન જશ ગાયે, સેવા સારા ગોવિંદજી;
વૈકુંઠથી અધકેરી રચના, વાધ્યો બહુ આનંદજી.
તાલમૃદંગ વજે નિશવાસર, ગાયે મેહેતાની વાણીજી;
વૃદ્ધ બાળક સહુ મળીને બેસે, ઘેરઘેર મેહેતાની કાંણીજી.
મુકુટકુંડળ ને માળા પીતાંબર, આપ્યો પ્રભુએ શણગારજી;
તે પહેરીને મેહેતો સેવે, દામોદર દાતારજી,
સખી સંગાથે કીર્તન ઓચ્છવ, નૃત્ય કરે ધરી પ્રેમજી;
એવી શોભા જોતાં જગમાં, હરિને થયું અતિ ક્ષેમજી.
મંડળિકરાય વિસર્જન પામ્યો જથા મત અનુસારજી;
રાજનગરનો રાજા યવન, તેણે લીધો સ્વમન મેં ડંગજી.
નિકટ રાખીને અધિકાર સોંપ્યો, કીધો મુખ્ય પ્રધાનજી.
જુનાગઢમાં ભક્તિ પ્રવર્તી, ભજે સહુ ભગવાનજી;
મેહેતાજીને ચરણપ્રતાપે, રહ્યો ન્યાય અધિકારજી.
અવિદ્યા કોને અંગ ન વ્યાપે, હરિજશ મુખ ઉચ્ચારજી;
નિર્ભે થઇને હરિગુણ ગાયે, મળી કુટુંબ પરિવારજી;
પરમ ભક્ત મેહેતા તણે, સહુ છૂટ્યા ભવસંસારજી.
આત્મનિધિ પ્રજા તે કાલે, નિરખે મેહેતાનું રૂપજી,
વળી વિદેહે દરશન પામ્યા, શ્રીકૃષ્ણ ત્રિભુવન ભૂપજી.
કળિયુગમાં જે કૃપાપાત્ર જીવ, મેહેતાતણો જશ ગાશેજી;
વિના અભ્યાસ શમ દમાદિક, સેહેજે કૃતાર્થ થાશેજી.
શ્રી હરિ એવું વચન જે મેહેતા પ્રત્યે ભાખ્યુંજી,
"તારો અક્ષર ગાય સાંભળે તેના પૂર્વજ વૈકુંઠ રાખું જી."
એ ભક્તમહિમા સંક્ષેપે વર્ણવ્યુ જથામતિ અનુસારજી;
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી,
તે સઘળાનો ભેદ કરીને ભાખ્યું શુભ આખ્યાનજી;
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમાં તે વર્ણવ્યું વ્યાખ્યાનજી.

પ્રજા સૌને આનંદ વાધ્યો, દુખ દારિદ્ર નહીં લેશજી,
વિઘન કદાએ સ્વપ્ને નહીં, (મહેતાના) પાવન કીધા દેશજી
ઘેરઘેર કથા કીર્તન જશ ગાયે, સેવા ચરચા ગોવિંદજી
વૈકુંઠથી અધકેરી રચના વાધ્યો બહુ આનંદજી
તાલમૃદંગ વજે નિશવાસર, ગાયે મેહેતાની વાણીજી
વૃદ્ધ બાળક સહુ મળીને બેસે, ઘેરઘેર મેહેતાની કહાણીજી
મુકુટકુંડળ ને માળા પીતાંબર, આપ્યો પ્રભુએ શણગારજી,
તે પેહેરીને મેહેતો સેવે દામોદર ઉદારજી,
સખી સંગાથે કીર્તન ઓચ્છવ, નૃત્ય કરે ધરી પ્રેમજી
એવી શોભા લેવા જગમાં હદાને થયું અતિ ક્ષેમજી
મંડળિકરાય વિસર્જન પામ્યો જયા કર્મ અનુસારજી;
રાજનગરનો રાજા યવન, તેણે લીધો સ્વમન મે ઝારજી.
નિકટ રાખીને અધિકાર સોંપ્યો કીધો મુખ્ય પ્રધાનજી
જુનાગઢના ભક્તિ પ્રવર્તી, ભજે સહુ ભગવાનજી,
મેહેતાજીને ચગ્નપ્રતાપે ટળ્યો ખ્યાત અધિકારજી
અવિદ્યા કોને અંગ ન વ્યાપે, હરિજશ મુખ ઉચ્ચારજી,
નિરભે થઈને હરિગુણ ગાયે, મળી કુટુંબ પરિવારજી
પરમ બળ મેહેતા તણે સહુ છૂટયા ભવસ સારજી
ભાગ્યનિધિ પ્રજા તે કહે, નિરખે મેહેતાનુ રૂપજી
વળી વિશેષે દરશન પામ્યા, શ્રીકૃષ્ણ ત્રિભુવન ભૂપજી-
કળિયુગમા જે કૃપાપાત્ર જીવ, મેહેતાતણો જશ ગાશેજી,
વિના આયાસ શમ દમ દિક સેહેજે કૃતારથ થાશેજી
શ્રી હરિ ફેર વચન જે મેહેતા પ્રત્યે ભાખ્યુંજી
તારો અક્ષર ગાય સાંભળે તેના પૂર્વજ વૈકુંઠ રાખુ જી'
એ ભક્તમહિમા સંક્ષેપે વર્ણવ્યુ જથામતિ અનુસારજી,
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યા ચરિત્ર ઉદારજી,
તે સઘળાનો જોડ કરીને ભાખ્યું શુભ આખ્યાનજી
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમા તે લખ્યુ વાખ્યાનજી

×[ ન પદ ૧૪૯ ] પદ ૧૫૯ મું—રાગ આશાવરી [ હ ૧૬૧ ]

( જુઓ હારમાળા, પદ ૮૧ મું. પાઠભેદ છે : )

સંવત પંદર બારોતરો, ચૈત્રી સાતમી ને સોમવાર રે;
અતિ આનંદે માળા ગાઇ, નરસૈંયો ઊતર્યો પાર રે. સંવત૦
વૈધૃત વ્યતિપાત એકાદશી, વૈષ્ણવમુખ સુણાય રે;
અગમ અગોચર તેનાં પાતિક, હેલામાં સૌ જાય રે. સંવત૦
જે જન સાંભળે ભાવ ધરીને, તે જન નારકી ન થાય રે;
ભણે નરસૈંયો તે હરિપદ પામે, ગરુડે ચડી વૈકુંઠ જાય રે. સંવત

---

મેહેતાનો જશ અતિ અગાધ છે, કહી ન શકે કવિ કોઇજી;
નિત્યલીલા રસમાંહે જે ઝીલે, નિર્ખે રાધાકૃષ્ણ લેઇજી.
જોગીશ્વરને ધ્યાને નાવે, તો જીવ કેમ વખાણેજી;
અનુગ્રહે કરવા જેટલું કરે ઉદ્ધારન, તે વારે મર્મ ન જાણેજી.
એ આખ્યાન જે ગાય સાંભળે તે પામે ભક્તિયોગજી;
સંસારક્લેશથી અળગો થાયે, ભક્તિ મુક્તિ લહે ભોગજી.
શ્રીકૃષ્ણ તેને કૃપા કરીને આપે નિજપદવાસજી;
જ્યાંહાં સમીપ સન્મુખ રહી ગુણ ગાય નરસૈંયો દાસજી."

× ૧૫૯મું પદ હ નીચે મુજબ વાંચે છે: -
સંવત પંદર બારોતરામાં સપ્તમી ને સોમવાર રે;
તેણે દિવસે દામોદરે આપ્યો, મેહેતાજીને હાર રે. સંવત૦
ધન્ય એ દિવસ ધન્ય એ રાત્રી. ધન્ય મેહેતા વૈષ્ણવરાજ રે;
ધન્ય સખીઓ સાથે રહી તે. (ધન્ય) ધન્ય ગુણ ગાયા મા'રાજ રે. સંવત.
જે જન સાંભળે ભાવ ધરીને, તે નરનારી પાવન થાય રે:
પ્રેમાનંદ કહે પ્રભુપદ પામે, (એવો) એ હરિનો મહિમાય રે. સંવત.

→હ માં જણાવ્યું છે કે આ પ્ર. ૧લીનું પદ પ. ૨-૩જીને અમારી પાસેની પ્રતો કરતાં ઘણું જ જુદું છે. અમે પ્ર. ૧લીનો અનુક્રમ લીધો છે માટે તેમાંનું પદ લઈ બીજી પ્રતોનું અને કાવ્યદોહનનું કે જે અમારી કોઈ પણ પ્રતને મળતું નથી તે અમે દેખાડીએ છીએ:—

પ્ર. ૨-૩નું પદ રાગ ધનાશ્રી

"જેણે દિવસે દામોદરજીએ, મહેતાને આપ્યો હારજી;
સંવત પંદર બારોતેરમા માગસર સુદી સપ્તમી ગુરુવારજી. જેણે ૧
એ વૈધૃતને વ્યતિપાતે સુણીએ વૈષ્ણવજન જે ગાયજી
અગમ અગોચર પાતક તેના, સ્મરણ માત્રમાં જાયજી જેણે ૨
જે જન ભાવે ધરે મનમાહે તે જન નરકે ન થાયજી
નરસઈ નારાયણ ચરણચરણે લાગ્યા, ગરૂડારૂઢ થઈ હરિ જાયજી જેણે ૩"

કાવ્યદોહનમાનું પ.

રાગ આશાવરી

'સંવત પંદર બારોતેરમા, ચૈત્ર સુદી સપ્તમી રવિવાર રે
અતિ આનંદે માળા આઈ, નરસંઈયો ઉતર્યો પાર રે સંવત
વૈધૃત વ્યતિપાત એકાદશી દિન વૈષ્ણવમુખ સંભળાય રે
અગમ અગોચર પાતક તેના તે સઘળા બળી જાય રે સંવત.
જે જન સાંભળે ભાવ ધરીને, તે નર દુખિયો ન થાય રે
ભણે નરસંઈયો તે વૈકુંઠમા ગરૂડે ચઢીને જાય રે સંવત."

→ત્રીજેનું પદ ક્રમમા છેલ્લા પદ તરીકે નોંધાયું છે

પદ ૧૧૨ મુ—રાગ આશાવરી

હારમાળા હરિ હેને ગઈ પદ એક અદ્ભુત રે
જે ગાઈ શીખે ને ગાયે તેની, માતપિતાને ધન રે હારમાળા
સંવત સત્તર ચોત્રીશ માહે ચૈત્ર સુદી એકાદશી દિન રે
હારમાળા સંપૂરણ કીધી હરિ સાથે રહી એકતમન રે, હારમાળા
વડુ રાજ્ય વડોદરે કહીએ તે મધ્યે મારો વાસ રે,
કૃષ્ણસુત પ્રેમાનંદે કહ્યું, હરિદાસનો દાસ રે હારમાળા"

# પરિશિષ્ટ ૯ મું

## 'ન' નું હારમાળાનું પરિશિષ્ટ

### પદ ૧ લું-રાગ આશાવરી

(જુઓ હારમાળા પદ ૬ ઠું; પાઠભેદ છે.)

કૃષ્ણ સ્વામી એક વાર્તા સાંભળો, મુજ દીન ઉપર કરજો દયા;
મદ મત્સર અહંકાર ને માયા(ભર્યો), સંસારસાગર તે જ રહ્યા. કૃષ્ણ૦
કામે કપટે ક્રોધે લોભે, જેણે સરવશ એ લીધું રે;
સંસારસાગર આવતાં જાતા, સચિત નિષ્ફળ કીધું રે. કૃષ્ણ૦
સમરથ સ્વામી શ્રીરઘુનંદન, ભણે ચૌદ લોકનો ભૂપ રે;
તું વિના આખર કુણ આગળ, સાંભળ સ્વામી અકળ સ્વરૂપ રે. કૃષ્ણ૦
દીનાનાથ શરણ શરણાગત, ન કરો સાહાય મારી કવણ ગુણે રે,
ત્રાહે ત્રાહે ત્રિભુવનપતિ ઠાકોર, બેઉ કર જોડી ભીમ ભણે રે. કૃષ્ણ૦

### પદ ૨ જું-રાગ સિંધુડો

(જુઓ હારસમેનાં પદ, પદ ૭ મું પણ અહીં ભીમના મુખમાં છે.)

એક અવનિધરા, દેવ દામોદરા, કહું ગુણ તોરડા કવણ વાણી,
વાણી વિવિધ પેરની, રૂપનિધ ભૂપતિ, કોણ અવિગત્ય તારી ગત્ય જાણી.
વિશ્વપાલક સાર કર બાળક તણી, ટાળ ફેરા ગર્ભવાસ કેરા,
શરણ દે શ્રીહરિ, દીન જાણી કરી, એવો સમરથ કોઈ નથી અનેરા. એક.
એ સગુણ સાર ગધર સુંદર શુભમતિ,વીનતી જગપતિ સુણોને સ્વામી,
સંસાર પાર ઉતાર કરુણાનિધિ, ગોવિંદ ગોપાળ તુ ગરુડગામી. એક.
શ્રી રામ તવ નામ ઉચરે જે ભક્તજન, મુક્ત સંપત સદા છે જ તેણે;
તે તણા દાસનો ચરણ સેવક સદા, બેહુ કર જોડીને ભીમ ભણે. એક.

## પદ ૩ જુ-રાગ આશાવરી

(જુઓ હારમાળા, પદ ૧૦ મુ, પાઠભેદ છે-)

જપને જિહ્વા તુ નામ ગધવતણુ, સુખકરણુ સસારના હરણુ,
ભક્તજન સકળ મંગળનિધિ નામ જે, પચ પાતક મહાનાશકરણુ જપ૦
સમર સાર નધર ચરણ જુગ અબુજ, ટાળ વિષયામતિ અવર કૂડી,
અખિલ જુગજીવન, પાપ ભય ટાળણુ, કરીને ગોપાળનુ પ્રીત રૂડી જપ૦
નીરખ નયને ગદાધરપદપકજ, પૂજી કર પ્રણામ વારવાર,
બાવરો રામગુણ શ્રવણે જેને સદા, મોક્ષસાધનમા એહ સાર જપ૦
કળિયુગ જપ તપ દાન પુણ્ય દુર્લભ, પણ કોણ આવે રામ તોલે,
બાનસુ ૧૨ જોડી ભીમ ગુણુ વીનવે, દેવના દેવ મહાદેવ બોલે જપ૦

## પદ ૪ થુ-રાગ મારુ

. કૂડી ભક્તિ ન હોય રે ભગુવા કૂડી ભક્તિ ન હોય,
ખટ શાસ્ત્ર ભાગવત એમ બોલે, તુ મન વિચારી જોય રે ભગુવા૦
પાખડી હોય તે પાખડ જાણે હરિની ભક્તિ નવ જાણે રે;
પ્રેમી હોય તે પ્રેમરસ માણે, અવર તે કાઈ ન નાણે રે ભગુવા૦
મારે શામળિયાસુ પ્રીત બધાણી, જેમ પડી પટોળે ભાત રે,
નરસૈયાચો સ્વામી સ્નેહતણે વશ, વા રે ચઢશે વૈકુંઠનાથ રે ભગુવા૦

## પદ ૫ મુ-રાગ મારુ

સ્ત્રીએ મોહ્યો રે, અલ્યા સ્ત્રીએ મોહ્યો રે,
તે જનમ અકારજ ખોયો રે, અલ્યા સ્ત્રીએ મોહ્યો રે અલ્યા.
જોગ ન જાણે તે પ્રેમ વખાણે, જ્ઞાન વિના શી સિદ્ધિ રે,
વિધિ શાસ્ત્રે હરિ કેમ નહિ આવે, કરવત કાશી લીધી રે અલ્યા.
અવિનાશી જે આતમારામ, તે તો ઘટઘટમા પેઠો રે,
સ્થાવર જગમ એ છે વ્યાપક, સરવે માહે બેઠો રે. અલ્યા
કહ્યુ માન તું નાગરા મારુ, પ્રીત પરબ્રહ્મસુ આણો રે
ભીમ ભણે અતકાળ જાણે તો, મિથ્યાવાદ ન તાણો રે અલ્યા.

### પદ ૬ ઠું-રાગ સિંધુડો

મકરપ્રતિબિંબમાં બાળક જેમ રમે,
　　તેમ રમે ગોવિંદ સાથ ગોપી,
બ્રહ્મ આનંદથીર ઉધારીને,
　　નાયકાએ ગાઢી કડે આરોપી મકર૦
પુરુષ વિના પુરુષોત્તમને કોણ ભજે,
　　આત્મારામનું રમણ કહાવે,
વેદની નાચા રચી ફિરે વાછના,
　　ભજનમાં પુરુષોત્તમ ખાતે આવે. મકર૦
આદ્ય એ, મધ્ય એ, અંતરઅધીન એ,
　　જીવ (?) નારાયણ દેહ નારી,
નહી ભજન બીમડા વેદ સુધી નવ લહે,
　　નરસૈંયાચો સ્વામી બ્રહ્મચારી મકર૦

### પદ ૭ મું રાગ સોરઠ

(જુઓ હારમાળા, પદ ૩૭ મું છેલ્લી લીટીને બદલે નીચેની —
નારે સ્વામી શ્રી બીજો નહીં, એમાં લાગશે લાજ તુજને સહી,
એમ કહે નરસૈંયો કરગરી, એવા નહોય ન થઈએ નરહરિ શું૦

### પદ ૮ મું-રાગ સામેરી

હરિ ખાડ ગયો તુને આજ રે કેમ રહેશે તારી લાજ રે,
તું તો નાસ રે નાગરા આથી રે, તું તો આરા મહેન મનમાથી રે હરિ.
તુનેનાચ્યે તે નહિ મળે નાથ રે, હવે જોડો અમ આગળ હાથ રે,
મંડળિક મારશે તમને રે અપરાધ તે બેસશે અમને રે હરિ
લઈ માળા ભજો ઓંકાર રે, તો લાજ રહેશે નિરધાર રે,
એમ ચડપુરી મુખ બોલે રે તું નાચી નાચી શું ડોળે રે હરિ.

### પદ ૯ મું-રાગ મારુ

તમે ગુણને સાધો રે, બેઠા ઓંકાર આરાધો રે ટેક
છેલછબીલો તે છોગાળો રંગીલો ક્ષણમાં તે પ્રગટ થાશે રે,
હાર આપશે અહ્યા મુજને, શ્રીપાત તો નાસી જશે રે બેઠા

તમે ભગવાં પહેરો ને માંગી ખાઓ, એ રસને શુ જાણો રે,
મૂંડ મૂડાવી બેસો રે અળગા, અણસૂઝયુ શુ તાણો રે બેડા.
શ્રીહરિ લાજ મારી રાખશે, તમે તો રીસે બળશો રે,
ભણે નરસૈયો તમે સકળ સન્યાસી માણસમાંથી ટળશો રે. બેડા

પદ ૧૦ મું-રાગ આશાવરી

( જુઓ હારમાળા, પદ ૩૨ મુ )

પદ ૧૧ મું-રાગ મારુ

વીસરિયો વાહલો, અલ્યા તુને વીસરિયો વાહલો,
તું તો વાદ કરે ડાહ્યો, અલ્યા તુને વીસરિયો વાહલો ટેક
અંતરયામી આત્મારામ, સર્વમાં રહ્યો પૂરી રે,
જ્ઞાન વિજ્ઞાન જાણે નહિ રે, ભક્તિ તારી અધૂરી રે અલ્યા.
વસ્તુરૂપે વિશ્વમા જાણો, મેહલી મન અહંકાર રે,
સહસાનંદ કહે નરસૈંયા, ત્યારે પામશો પાર રે અલ્યા

પદ ૧૨ મુ-રાગ મારુ

નેણે નિરખો નાથ રે, આજ સહુ નેણે નિરખો નાથ,
અજેકર આપ્યો કરુણાનિધિએ, મારા નેણાં હવાં સનાથ રે આજ
પારવતીપતિસું બોલો, સુણીએ સ્વામી મારી વાત રે,
દયા કરો એને સુત જાણી, પ્રગટો ત્રિભોવનનાથ રે. આજ
શંભુએ ચારણા ત રાખી, મુખ ઉપર કર વાળો રે,
માગ માન શંકર એમ બોને, પ્રગટ અમૃતરસ પાયો રે આજ
હુ માગુ સ્વામી મારા, તારા રસ ગુણ પાન રે,
શંકર દર્શન સાધારણ થાજો, કરતા મોહન ગાન રે આજ
વૃંદાવનમા મોહન રમતાં, ગોપીસંગે રાસ રે,
ઉદે ભાગ્ય હતુ નરસૈંયાનુ, ઉમિયાવરે પૂરી આશ રે આજ

પદ ૧૩ મુ-રાગ મારુ.

વાત વિચારો, મહેતા વાત વિચારો રે ટેક
બાવન અક્ષર બાહેરો રે, સગુણ થઈ રમે ન્યારો રે, મહેતા

તે હરિને તમે નયણે નિરખો, મનની મમતા મારો રે; મેહેતા.
સોહમ્ બ્રહ્મ સઘળે છે વ્યાપક, તે તણાં સૌ પ્રકાશ રે; મેહેતા.
અનંતાશ્રમ કહે નરસૈંયા, તેની નહિ ઉત્પત ને નાશ રે; મેહેતા.

પદ ૧૪ મું-રાગ મારુ

શંકર ત્રુઠે રે, ભોળા શંકર ત્રુઠે રે;
ગોપેશ્વર ગોકુલની લીલા, તે દેખાડી મુજને રે. જેને૦
ધન્ય ભાભીએ વચન કહ્યું તો, હું ભેટ્યો બુદ્દરને રે;
જુવતીનાં જૂથ રમતાં મેં જોયાં, રંગે મોહી રહ્યો સ્વરને રે જેને૦
સ્થિર થયાં ત્યાં વનનાં પક્ષી નાદ સુણી શ્રવણે રે.
ધન ભાગ્ય તે ઊભો નરખું, શ્રીસદાશિવચરણે રે. જેને૦
ગંગાધરમાં ને ગોકુલપતિમાં, જે કોઈ જાણે ભેદ રે;
ભણે નરસૈંયો વૈષ્ણવ નહિ તે, અધમ જાત કહે વેદ રે જેને૦

પદ ૧૫ મું-રાગ આશાવરી

( જુઓ હારમાળા, પદ ૩૮ મુ. )

પદ ૧૬ મું-રાગ રામકલી

( જુઓ હારમાળા, પદ ૫૮ મુ. )

પદ ૧૭ મું-રાગ મારુ

( જુઓ હારમાળા, પદ ૪૬ મુ. )

પદ ૧૮ મું

( જુઓ હારમાળા, પદ ૨૩ મુ. )

પદ ૧૯ મુ-રાગ સિંધુડો

( જુઓ હારમાળા, પદ ૨૪ મુ અને ૨૫ મુ મળીને. )

પદ ૨૦ મું-રાગ આશાવરી કે સિંધુડો

( જુઓ હારમાળા, પદ ૨૬ મું. )

પદ ૨૨ મું-રાગ સિંધુડો

નાગરી નાતમાં નિર્ધન સરજિયાં, કહોને નારાયણ કેમ કીજે;
દીકરીને ઘર સીમંત આવ્યું, મા'વ મોસાળું કયાંથી કીજે.

ભક્તિ કરુ તારી ત્રીકમા તાલ જાઉં, જ્ઞાન ગ્યાન કરુ તે ન રીઝે,
તુ વિના દેવ અનેક છે રે અવ્યા જે થકી કાજ એકે ન સીઝે.
દ્રૌપદીને તમે અબર પૂરિયા, અનરણ કીધુ તાર સતીયા,
રાક સુદામો સાભર્યો શામળા, નારી નના શે નવ આવો અહિયા
શૃગાર સાવડી (?) એ છાબ અબર ભરી. કહે રે નારાયણ દાસ ત્રીજે,
નરસૈંયાચા સ્વામી બિરદપાલક સદા, આપ પોતાતણો હાથ દીજે

પદ ૨૨ મુ-રાગ સિંધુડો

જાગ જદુનદન જગતપતિ શામળા, સાર કર આજ કર દીન જાણી,
આગે અનેક દુ ખ ભાગિયા દાસના,
તેણે જાણુ રે વિશ્વાસ આણી જાગ૦
ધાયે નારાયણ નામ લેતા થકી,
વિપ્ર અજામેલને તે ઉગાર્યો,
ગજ તણી વા'રે તુ ગરુડ તજી ધન્યો,
પરમ દયાળ તમે તુરત તાર્યો જાગ૦
અમરિષને માટ તે અવતાર લેવો પડયો
વિવિધ લીલા રખે તુ વગોતો
દાસ નરસૈંયાની આશ પૂર્યા વિષે,
કથ કમળા નેર શુ રે સૂતે જાગ૦

પદ ૨૩ મું-રાગ સિંધુડો

વાર થઈ વિઠ્ઠના, વા'રે વેગે ચઢો,
રખે નાગરી ગ્નાતમા હામી થાયે
આગે ભક્ત તમે અનેક ઓધારિયા,
તમને તજી નાથજી કોને નાયે વાર૦
દ્રૌપદીને સમે ધાયા હરિ ધસમસી,
પૂરિયા ચીર તે અનેક જાતે,
રાખિયે લાજ, એ કાર્ય છે તમતણુ,
મેલપપુ ન આણશો આપી વાતે. વાર૦

નણિયુ નાથે, સાદ શ્રવણે સુણી,
પ્રગટ થઈ પુનીતે નાન દીધું,
છાયન ઝાબમા, પટ ચીર મધુ નવા,
પૂર્યાં પીતાબર કાજ કીધુ વાર૦
નરસૈયો નીરખીને, મન આનંદિયો,
જે હરિ જે હરિ શબ્દ કીધો,
ચરણ ઉપર વીરા નાની રહ્યો,
નાથે હાથે કરી હદે લીધો વાર૦

પદ ૨૪ મું—રાગ સિંધુરો

અકળ હરિના કે વૈકુંઠનાથ ધણી,
ગરુડ ફ્યા ગરુડ ફ્યા વદન વાણી,
ચાન ચતુરા ચતુર્ભુજ કહે ભામિની,
નષ્ટ નાગર મારી ગત્ય જાણી અક૦
નરસૈયો નાગર ભક્ત મારો ખરે
છાબ ત્યાં જઈ ભરો શીઘ્ર થાવે,
જેને વશો હત તા તે ખયા વિના નવ સરે
કીધ તે સીધ ગઇ રે જાવો અક૦
દેશ પરદેશની બાત જે ભમભલી
એક પે એક તે અધિક જાણી,
સ્વપ્ને કો નવ લહ, નામ જો નવ કહે,
અજને આળસ તજી તે ન આણી અક૦
હેમ હટસાગ્લા, નગ નિર્મળ ભલા
સરવ શૃંગાર તે સજો સાગ્રે,
રીત ને ભાતમા ઝેકક ગમે વીસરો
દીન થઈ કરગરે દાસ મારો અક૦
અજ ભવ ઈંદ્ર તે સ્વપ્ને કો નવ લહે,
માગે સુખ ભોગતા ત્રિવિધ વાણી,

નરસૈંનો નાથ લક્ષ્મી સહિત આવિયો,
અનભિત આડડી અનત આણી. અહ૦

પદ ૨૫ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૨૭ મું)

પદ ૨૬ મું-રાગ સિંધુડો
(જુઓ હારમાળા, પદ ૨૮ મું)

પદ ૨૭ મું રાગ સિંધુડો

(અલ્પા) ભાજ્ય તું ભાજ્ય તું, સન્મુખ તામગા,
ટાળ્ય દુઃખ ટાળ્ય દુઃખ આજ મારે,
નિગમ નેતિ રટે, આવડુ કરવું ન ઘટે,
ભક્તવત્સલ પ્રભુ બિરદ તારું. ભાલ્ય૦
અરજ સુણો હરિ, શું કહિયે ફરી ફરી,
શ્રવણે ન સાંભળો નિદ્રા આવી;
ધાવ ધરણીધરા, જાનજે જદુવરા,
દુષ્ટને હાથથી લો મુકાવી. ભાલ્ય૦
સત્યને પાળવા, અસત્યને ટાળવા,
પ્રગટીને પૂરણ બ્રહ્મ પોતે,
કૂમનો હાર આપજે કમળાપતિ,
સુનિસ્થાન સભા રે જોતે. ભાલ્ય૦
સુખડાં આપવા, દુખડાં ટાળવા,
અનાથના નાથ તમે રે કહાવો;
નરસૈયો બેઉ કર જોડીને વીનવે,
શ્યામના ચરણનો લેવો લા'વો ભાલ્ય૦

પદ ૨૮ મું-રાગ સિંધુડો

હો જનપતિ જાદવા, શું રે જોઈ રહ્યો,
દયા આણ દામોદરા થાને વહેલો,

કરને કૃપા હરિ, આપને શ્રીહરિ,
સુર ઊગ્યાથી મને રાગ પેહેલો. હો ૮.
તું રે ઠાકોર પ્રભુ ધણી રે તું મારો,
મેં રે લક્ષ્મીવર તુંને રે આપ્યો;
ભક્તવત્સલ એવું બિરદ છે તારું,
તેનું જાણીને નાથ તુંને ધાયો. હો ૮.
મેહેલ માયા મધુસૂદન માળા તણી,
હાર આપ્યા પાખે કેમ ચાલે;
પેરેપેરે પરભવે મંડળિક હારને,
તે દુઃખ તુજ વિન કોણ ટાળે. હો ૮.
કુસુમની માલમાં કઠણ શું થઈ રહ્યો,
આપો કૃપાનિધિ શું વિચારો;
નરસૈંયાચા સ્વામી આશ તારી ઘણી,
આ દેહ દામોદરા તમે ઉગારો. હો ૮.

પદ ૨૯ મું-રાગ સિંધુડો

આપને હાર કપટી રે તું કાનડા,
આ ગોકુળમાં કપટ ઘણાં રે કીધાં;
વ્રજવનિતાશું પ્રીત જોડી કરી,
તેં રે આહીરડીનાં દાણ લીધાં આ૦
કપટ કરી દહીં દૂધ તેં ચોરિયાં,
સુર અસુર મુનિ સરવ જોતાં;
કપટ કરી રંગે રાસ રમાડિયાં,
પછે બાપડાં મૂક્યાં વન રોતાં. આ૦
પહેલે પ્રીત કરી ત્યારે કપટી ન જાણિયો;
હવે રે શું કહું તુંને અવર વાણી;
ભણે નરસૈંયો કર જોડીને વીનવું,
રાખને લાજ સારંગપાણી. આ૦

પદ ૩૦ મું-રાગ સિંધુરો

માળા મધુસૂદન આજ વાહલી થઈ,
રાખી રુદિયામાંહી કરે છે સાનો,
હારમાંહે હીરા હસે રે સુણ્ય શામળા
સોભે લક્ષ્મીવર તો નિમાસો માળા૦
મંડળિક ઉપર મેહેર કીધી ઘણી,
મુજ ઉપર થશી દયા ઉતારી,
ભક્તનો તું સાથી થયો રે શામળા,
પોતાના માટે મૂક્યો વિસારી માળા૦
ભક્તવત્સલ એવું બિરદ છે તારૂં,
રે વળૂધ્યો તારે ભરોસે,
દીન પ્રતે હાર તું દે તો દાનેશ્વરા
વિપત્ત પડે હાવા શું વમાસે માળા૦
તારો વાંક કાંઈ નથી રે નારાયણ
હું દુઃખ પામુ તે તો મારે પાપે
નરસૈયો કહે મુને મંડળિક મારશે,
હાર રુદયા થકી સેં ન આપે માળા૦

પદ ૩૧ મું રાગ સિંધુરો

હાર હૈયા વચ્ચે રે રાખી રહ્યો
કૃપણ થયો રે તું કૃષ્ણ કાળા,
હસતાં ને રમતા છું તારો પ્રાહુણો,*
આપ્ય હાર ને નાથ તું પુષ્પની માળા હાર૦
તારા બળ થકી ઘણું રે બળ મારે,
તું જ આપીશ ને મારે લેવી,
તારા મનમાં વાત કેવી હશે,
મારા મનમાં ના આવે એવી. હાર૦

* પ્રાહુણો=પ્રાહુણો, મેમાન

મરણ થકી નવ બીહુ રે મધુસુદન,
નેટ નિર્વાણ આ દેહ પડશે,
હાર આપ્યા વિના, મંડળિક મારશે,
એ અપયશ હરિ શીશ ચઢશે. હાર૦
વેમ કર વિઠ્ઠલા, વાર લાગે ઘણી,
સૂર સમે હાવાં ઉદે રે થાશે;
મંડળિક રાયને માન વાધે ઘણુ,
નરસૈયાનુ બળ ક્ષીણ થાશે. હાર૦

પદ ૩૨ મુ-રાગ સિંધુડા-બિભાસ

અલ્યા સાર કર સાર કર મારી શામળા,
બોલતો નથી તે શુ માંગ્યા મારે,
રસે આપીશ તો રસ ઘણો વાધશે,
નહિ તો મૂલ્ય મને મૂળ સારે. સાર.
પ્રીતની રીત તુ કાંઈ લેહેતો નથી,
નીર કેમ રહે અલ્યા કુભ ફૂટે,
ઓડકી મીંડકી જાણે જૂઠો સદા,
અબુદ્ધિયાશી મન્તક કોણુ કૂટે સાર.
અલ્યા કળિયુગ માહે પત ગઈ તારી,
શરણ ગ્રહી વૈષ્ણવ કોણ થાશે,
ભક્તિ કરતાં કહેશે નરસૈયો મારિયો,
જગતમાહે જશ કોણ ગાશે સાર.

પદ ૩૩ મું-રાગ પ્રભાત

ગરીબનિવાજ તુને, કોણ કહે શામળા,
દુષ્ટનિવાજ મે આજ જાણ્યો,
સર્વ સન્યાસીથી, તું બીહે બાપડો,
તેનો બેપોતુ (?) જાએ તાણ્યો. ગ૦
ભક્ત ભૂખે મરે, ભક્ત હાસી કરે,
પેલાં પાઠિયાંના શુ દાનવ કાપે;

ભૂત ભૈરવને, લાડુઆ લાપસી,
કોહ્કુર્ચુ તારે નામે આપે ગ૦
બમ્ત સૌથી કરે, તુજથી કાંઈ નવ સરે,
પેલા લાડિયા લાખેણી મોજ માણે,
આડિયા સુગનને માન પણ ઘણું,
તારા દાસને કો ન જાણે. ગ૦
મોગ્ડ હાંસી કર, દુષ્ટ દાઝે બળે,
વળી વળી તુજને શું રે કહિયે,
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ જીવિયે,
એકલા ભૂતળ કેમ રહિયે. ગ૦

પદ ૩૪ મું—રાગ સિંધુડો

હું રે જાચક તું દાતાર દામોદરા,
મારે મન તો બિરદ સાચું,
આપો કે ના આપો તોએ ત્રિકમા,
તુજ વિના બીજા કોને ન જાચું હું રે
ભક્ત સુદામાની સાર કરી શામળા,
નવનિધિ આપી તુડચા મોરારી,
ચત્રભુજ રાય તે ચન્દ્રહાસ ઉગારિયો,
તેન કૃપા કરો હાવાં મારી હું રે
ગુરુબાલક યમસદનથી લાવિવા,
અર્જુનની પ્રતિજ્ઞા તે રે પાળી,
બ્રાહ્મણના દશ પુત્ર હર્યા હતા,
વૈકુંઠનાથ તું લાવ્યો વાળી હું રે
એવાં ઘણાં બિરદ છે તારા,
નારુ દુખ હવાં કહું રે તુજને
હાર નહિ આપો તો મંડળિક મારશે,
નરસૈંયો કહે હરિ રાખ મુજને હું રે.

### પદ ૩૫ મું-રાગ મેવાડો

મારે તે માથે રે હો, વાહલાજી તમો ધણી રે,
અવર ન મોટા કો' મહારાજ;
શોધ તો લીજે રે હો, સ્વામી મારી રે,
જેમ તમે ઉગાર્યો ગજરાજ. મા૦
રીસ નવ રાખો રે હો, મનમાં માધવા રે,
મોહન મારે તમે છો નાથ;
મંડળિક રાય રે હો, મુજને મારશે રે,
ત્યારે કોણ ઝાલશે હાથ. મા૦
અમ રાંક શું રે હો, રીસ ન રાખિયે રે,
પ્રભુજી અગડંક મહારાજ;
વ્રજ તે રાખ્યું રે હો, ગિરિવર કર ધરી રે,
તેમ અમને ઉગારોની આજ. મા૦
સાધુને લીજે રે હો, અહો મુજ શામળા રે,
મૂકી મન તણો અહંકાર;
હું તો તારો રે હો, તું મારો સદા રે,
તે તો જાણે જુગ સંસાર. મા૦
પ્રભુજી હાર આપો રે હો, સમરથ શામળા રે,
આવડી શાને લગાડો વાર;
રતનબાઇ કહે રે હો, પ્રભુ તારી વીનતી રે,
વાહલાજી રાખોની આ વાર. મા૦

### પદ ૩૬ મું-રાગ મેવાડો

(જુઓ હારમાળા, પદ ૬૩ મું, કાહાનબાઈના મુખમાં)

### પદ ૩૭ મું-રાગ કેદારો

દેવા તું સમો ગૃહસ્થ મેં નવશે નવ નિરખિયો,
પ્રગટ લક્ષ્મી સહિત વાજ આપું;

આપ આપદ ધરા, અંગ રેખા કરા,
સેહેજમાં ભક્તનું કષ્ટ કાપ્યું દેવા૦
× × × નગ્નપત્ર કર ગ્રહ્યું,
હું ને ભક્તવત્સલ સુણી પ્રેમ નાધે,
અમને અનુગ્રહ કરાં, આપ ગણ વધુ ધરી,
કપટ કાળા વિના કોણ સાધે દેવા૦
એમ કહીને આનાપ કીધાં વળી,
અંગોઅંગે અતુલ પ્રેમ પોષી,
કપટ છૂટ્યાં સકળ અંગ તાજાં સહી,
નરસૈંયાનો સ્વામી મળ્યો રે જોગી દેવા૦

પદ ૩૮ મું-રાગ કેદારો

દેવા ભક્તિ આપે હુંને ભક્તિ આપે,
વિષયરસ કશું ના લેશ આપે,
કૃષ્ણ કરુણા કરી કર ગ્રહો માહારો,
મોહમાયા તણી જાળ કાપે દેવા૦
પ્રગટ લીલા હરિ પેખિયે પ્રેમનું,
જુવતીના જૂથમાં ગ્યો રે ઓપી,
કંઠ બાહ ધરી નરસૈંયો નાચતો,
શબ્દ સૂર તાનસું ગાય ગોપી દેવા૦
સુરિનર મુનિજન જેની સ્તુતિ કરે,
બ્રહ્મા વેદે કરીને વખાણે,
ભણે નરસૈંયો જે ધન્ય આ દેહને,
ભક્તિરસ પૂર્ણ પ્રેમે પ્રમાણે દેવા

પદ ૩૯ મું-રાગ કેદારો

આપ્યને શૂદરા વાક્તિ જ તાહારી
કર જોડીને કહે મોરારી આપ્ય

સોળ સહસ્ર ગોપીની સાથ ક્રીડા કરી,
તોયે તું કહેવાણો બ્રહ્મચારી;
બળિ તણે દ્વારે તું બારણીઓ (?) થઈ રહ્યો,
નંદને આંગણે ગાય ચારી. આપ.

નાનાનું છાપરું છાઇને આપિયું,
કમીરાની રાખી અવિચળ વાણી,
મામેરા વેળાએ, લાજ જતી હતી,
ત્યાં તમે મોકલ્યું દાહુ પાણી. આપ.

તમે અનેક ઉદ્ધારિયા પતિતપાવન કર્યા,
દીન જાણી રખે લાજ આણો;
બેહુ કર જોડીને નરસૈયો વીનવે
હજી લગી પ્રભુ તમે શે ન જાણો. આપ.

## પદ ૮૦ મું-રાગ બિહાગડો

તુમ વિના કોને નવ જાચું, જાદવરાય,
તુમ વિના કોને નવ જાચું,
ફરી ફરી કરમે ભરમે ઘણું ભૂલ્યો,
તારી ભક્તિ વિના સૌ કાચું. જાદવ૦

અનેક બ્રહ્માદિક મોટ મોટેરા,
તે માટે નવ રાચું,
મન વચન કર્મ ગોવિંદજીને ચરણે,
તે નરહરિ આગળ નાચું જાદવ૦

યજ્ઞ યાગ તપ તીરથ વ્રત,
વેદ કહે તે, સાચું,
નરસૈયાચા નાથ મંદિર પધારો,
તો ભવ જય હરિ જાચું. જાદવ૦

### પદ ૪૧ મુ–રાગ કેદારો

વાત વિચારતા પ્રાત થાયે રખે,
હવે કયમ હરિ રાખશે ખ્યાત,
મરણ મારુ કશુ, લોક થાશે હસુ,
ન્યાત ભગત કહે આજ વાત વાત

તુને ઉગારતાં અરથ તારો થશે,
તારા દાસને દઢ વિશ્વાસ એમે,
ચેત તો શામળા જાણે જૂદા નહિ,
સ્યામ વદન લઈ દુષ્ટ રેહેશે વૃાત.

હરિ મળ્યો હોય તો સાખ્ય સ્મૃતિ કહે,
અર્ધાગ ગોપી થકી સરન દીપે,
આશ તારી એમ નરસૈંયો ઓચરે,
નિર્મળ જ્યોતનુ તેજ દીપે વાત.

### પદ ૪૨ મુ–રાગ કેદારો

( જુઓ હારમાળા, પદ ૭૯ મુ, પાઠભેદથી )

દામોદર દયાનિધિ સાચો, નરસૈંયાનો રાખ્યો રગ,
આપણા સેવકને સુખ દીધુ, મંડળિકનુ માન કીધુ ભગ. દામોદર.
એણે જાર જાત્યે કાઈ નવ જાણ્યુ, વૈષ્ણવ સાથે દ્વેષ કીધો,
અતરગતિએ વિચારીને જોજો, એણે કુળ ઉપન્યો વિખવાદ સીધો દાં૦

કળિયુગ માહે પ્રત્યક્ષ દીઠુ, નરસૈંયો છીતાડચો હોડ,
આપ્યા કુંડળ ત્યા વળી કાને આપ્યુ પીતાબર કટી છોડ દામોદર
(મુને) કોણે કહ્યો કપટી ને કોણે કહ્યો કામી, સેવકજનને તારી આશ,
રાખી લાજ સભામા, સાચી, દુરિજન સઘળા થયા નિરાશ દામોદર.

જેજેકાર હવો સોરઠમા, હરખે આપ્યો હાર હરિ,
શામળિયો સદા સુખકારી, નરસૈંયાને કરુણા કરી દામોદર.

પદ ૪૩ સું–રાગ આશાવરી

( જુઓ પરિશિષ્ટ ૪ થું, પદ ૪ થું.)

ઓળંભો (?) અફળ ન થાય રે, છબીલો ઓળંભો અફળ ન થાય;
મારો ઓળંભો શ્રી ગોકુળરાયરે, છબીલો ઓળંભો અફળ ન થાય.
પ્રહ્લાદ વિભીષણ નારદ અમરિષ, બળ બલી હનુમાન રે;
અક્રૂર ઓધવ વિપ્ર સુદામો, વિદુર ભક્ત વરદાન રે. છબીલો.
ઓળખ્યો દ્રુપદતનયાએ; ચરણરેણ અહલ્યા તારી રે;
કુબજાનું ચંદન માંગી લીધું, ગોકુળ રાખ્યું ગિરિધારી રે. છબીલો.
ઓળખ્યો નાર વ્રજવનિતાએ, તરણ તારણ મોરારી રે;
ઓળખ્યો પ્રીતે તેની પ્રીત કરે રે, લીલા કુંજવિહારી રે. છબીલો.
દુષ્ટમતિ દુર્યોધન કહિયે, સતી સભામાં આણી રે;
પંચાળીનાં પટકુળ પૂર્યાં, એવા સમરથ સારંગપાણી રે. છબીલો.
સાંદીપનસુત કૃષ્ણે રે આપ્યા, વેદ કહે તે સાચું રે;
મારો ઠાકોર શ્રીદામોદર, જન જનને નહિ જાચું રે. છબીલો.
ભક્તવત્સલ પતિતઉદ્ધારણ, દીનોનાથ કહાવે રે;
નરસૈંયાચા સ્વામીને ભજતાં, સસારમાં નવ આવે રે. છબીલો.

પદ ૪૪ સું–રાગ પંચમ

ધન્ય રે ધન્ય રે એમ કહે શ્રીહરિ,
ત્રિગુણ રહિત થયુ મન તારું;
કોટી બ્રહ્માંડપતિ, કરે છે વીનતી
નરસૈંયા તુ માન વચન મારું. ધન્ય રે.
બ્રહ્મા શંકર સુત સનકાદિક આદિ જતી,
શેષ શુકજી ધરે ધ્યાન મારું;
મન કર્મ વચને, તે મુક્તિને અનુસરે,
કોટી મુક્તિ તારે ચરણ વારું. ધન્ય રે.
જેવી વ્રજસુંદરી તેવો જ નરસૈંયો,
કુસમચી પાંખડી ડીટ સોંગો;

ભક્તજન પ્રતિપાલને કારણે,
અખિલ બ્રહ્માંડ થકી આનુ ધાયો ધન્ય રે
કુંજલીલા મધુવન મા વળી,
પુરૂષ નામે કોઈ પાસ ના વે,
અર્ધ એ શ્રીહરિ, નંદવનિતા ખરી,
નરસૈંયા વિના કુને કોણ લડાવે. ધન્ય રે.

## પદ ૪૫ મુ–રાગ આશાવરી

વાહના રે મુને વૈષ્ણવ વાહલા, તેના દાસ તણો હું દાસ રે,
હું કોટી બ્રહ્માંડ તણો સ્વામી, મે રુદયા કીધો વાસ રે. વાહલા.
વૈષ્ણવજનનું એ લક્ષણ છે, તિલક છાપા ને માળા રે,
શરણ આવે તેને સુખ આપે, દીસતા દયાળા રે. વાહલા
ઊંચા મંદિર સુંદિર ઓમી છે ચીતરે ગોખ રંગ રેલ રે
વૈષ્ણવજન વિશ્રામ નહિ તે એ મંદિર વેહેતા મેહેલ રે. વહાલા.
વેષ્ણવજનની ઝુંપડી મારે તે વૈકુંઠ કોડ રે,
નરસૈંયાચા સ્વામી ભક્તવત્સલ હરિ, ભવના બંધન છોડ રે. વાહલા.

## પદ ૪૬ મુ–રાગ કેદારો

(જુઓ હારસમેના પદ ૨૮ મુ અને પરિશિષ્ટ ૫ મુ)

## પદ ૪૭ મુ–રાગ આશાવરી

(જુઓ પરિશિષ્ટ ૭ જ)

## પદ ૪૮ મુ–રાગ આશાવરી

પુષ્પવૃષ્ટિ સૌકો કરે છે ધન ધન વૈષ્ણવજન રે,
પૂરણ પ્રીતિ કરી [પ્રજા] સાથે બોલે પ્રજા ધન ધન રે પુષ્પ
અનેક ભક્ત આગે ઉધાર્યા કૃપા કરી મોરારી રે,
સોરઠ સર્વે જોવા મળ્યુ મોહી રહ્યાં નરનારી રે. પુષ્પ
એણે તરક જાત્ય કાંઈ નવ જાણ્યુ, ભક્તશું વિવાદ રે
અંતરગતિએ વિચારી ન જોયુ એમ બોલે સૌ દુર્વાદ રે. પુષ્પ

મે,(?)સહિત મહિ દાન જ દીધાં, નિત્ય નહાતો ગંગાજળ નીર રે;
હરિજન સાથે હોડ કરી તો, પામ્યો શાપ શરીર રે. પુષ્પ
અષ્ટ મહા દાન આપ્યાં બહુ પેરે, જે રે જપ તપ ધ્યાન રે;
તે તો ક્ષણમાં નિષ્ફળ હોગે જો દુભાય વૈષ્ણવજંન રે. પુષ્પ
બોલે પ્રજા દિસેદિસ બહુ, કહે સત્ય વદે વચંન રે;
જે વૈષ્ણવસું વિવાદ કરે રે, તેને કડડો જુગજીવન રે. પુષ્પ
મંડળિકરાય મહેતાજીનેરે પૂછે, માહરા કોણ કરમની વાતરે;
ભણે નરસૈયો તુ અસુરને અંશે, જાણે છે તારી માત રે. પુષ્પ

## પદ ૪૯ મું-રાગ રામકલી

ધન્ય ધન્ય રે જીવિત વૈષ્ણવનુ, જ્યાં જાય ત્યાં હરિ ગુણ ગાય રે;
ચૌદ લોકમાં પહેલી પૂજા, નરનારી વૈકુંઠ જાય રે. ધન્ય
વૈષ્ણવ કેરા કહુ સુલક્ષણ, તિલક છાપ તુલસી માળ રે;
વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમકિંકર નામે તત્કાળ રે. ધન્ય
જનમ મરણ ફેરો છૂટે, જન્મ જોખમા ન રાખે અંગ રે;
તે નર જીત્યા સસારમા, જેને હોય વૈષ્ણવનો સંગ રે. ધન્ય
માતાપિતા કેરુ કુળ તાર્યું, પાડોશી પાવન પરિવાર રે;
ભણે નરસૈયો હરિગુણ ગાતા, પુનરપિ નવ હોય અવતાર રે. ધન્ય

## પદ ૫૦ મુ-રાગ આશાવરી

જેને બાંનુ શામળિયાનુ, તેને જમ શુ કરશે રે;
તિલક છાપ તુલસીની માળા, જોઈ જોઈ પાછા ફરશે રે. જેને૦
સૂતાં બેસતાં હસતા રમતા, શ્રીહરિ હરિ મુખ કહેશે રે;
પુનરપિ જનમને જો નિવારી, પ્રભુચરણે ચિત અડશે રે. જેને૦
સાચું સગપણ શામળિયાનુ, તે નર દુ ખી કયમ થાશે રે;
અનેક ભક્ત ઉગાર્યાં આગે, ગાયા હશે તે ગાશે રે. જેને૦
જેને નર વરિયા વિઠ્ઠલજી, તેને બીજો કયમ ગમશે રે;
નરસૈયાચા સ્વામી વિના સજની, લક્ષ ચોરાશી ભમશે રે. જેને૦

## પદ પર મુ—રાગ આશાવરી

( જુઓ પરિશિષ્ટ ૪ થુ; પાઠભેદ છે: )

શ્રીદામોદરના ગુણ ગાતાં, તે નર દુખિયા નવ હોયે રે;
સદા શામળિયો શરણ રાખે સન્મુખ થઇને જોયે રે. શ્રી. ૧
મૂરખ મૂઢ હીડે વતવલતા, નવ જાણે હરિ મરમ રે,
સાંભળતા આવે અલમેલો, પૂર્ણાનંદ પરબ્રહ્મ રે શ્રી ૨
છેલછબીલો ને હોગાળો, નિત્ય પ્રત્યે તેને ભજિયે રે,
મંડળિકનું જેણે માન ઉતાર્યું, તેને કઈ પેરે તજિયે રે. શ્રી. ૩
સુખકારી સાધાર મારો વહાલો, હુ અવિચળ પદ પામ્યો રે;
નરસૈયાચા સ્વામીનું મુખ દીઠે, ભવભય સઘળો વામ્યો રે શ્રી. ૪

## પદ પર મું—રાગ દેશાખ

(જુઓ પરિશિષ્ટ ૪ થું, પદ ૩ જુ )

નિરખી લોક નગરના હરખ્યા,
ધન્ય વૈષ્ણવનો અવતાર રે,
મહિપતિ આવી ચરણે લાગ્યો,
કરે હરખ ઓચ્છવ નરનાર રે નિરખી ૧
અમે અબુધ ને રાય કબુદ્ધિ,
કીધી વૈષ્ણવની ખ્યાત રે,
સ્વામી સેવકમાં ભિન્ન ન હોયે,
સમરથ વેદ વિખ્યાત રે. નિરખી ૨
વાસુદેવને વાહલા જે વૈષ્ણવ,
તે સાથે શો કરવો દ્વેષ રે,
સાચુ પાનું શામળિયાનું,
વિધાતાએ લખિયા લેખ રે. નિરખી. ૩
હરિજન સઘળા હરખ પામ્યા,
વરત્યો જયજયકાર રે,
ભણે નરસૈંયો તિલક ને તુલસી,
ગાય છબીલાનો વિહાર રે નિરખી ૪

### પદ ૫૩ મુ-રાગ આશાવરી

(જુઓ પરિશિષ્ટ ૪ થુ પદ ૫ મુ)

નરસૈંયાને કીધી દયા, વૈકુંઠનાથ તે સન્મુખ થયા,
આપી માળા ને રાખ્યો રંગ, પ્રગટ થયા શ્રીપરમાનંદ
પંચશબ્દ વાજે નિશાન, રાજા કર જોડી માગે માન,
રાખો મહેતાજી જાણ્યો મહિમાય નીચો થઈને લાગુ પાય
દુષ્ટ થકી દુષ્ટ અળગો થા, થોડે દહાડે અસુર જ થા,
વૈષ્ણવજનની નિંદા કરે, રૌરો નરકે સચરે
નિશદિન લેશે હરિનુ નામ, તેના સરશે સઘળા કામ,
ભણે નરસૈંયો હરિકીર્તન કરે, પુનરપિ નરકે નવ સચરે

### પદ ૫૪ મુ-રાગ લલિત

વાહલે વાહલે મારે, વાહને તે વાહલ વધાર્યું રે,
કૃપાનિધિએ કરુણા કરીને, બરદ પોતાનુ પાળ્યુ રે વા૦ ૧
મંડળિક રાજાને સાલીગ સરખા, સર્વ મળીને બેઠા રે,
દુરજન લોકે દ્વષ ઉપજાવ્યો, પણ આપણ ચિંતામા પેઠા રે વા૦ ૨
એ નરસૈંયો એ નારાયણ, શિવકૃપાએ પામ્યો રે,
આપણા પાપ પળ્યા પૂરવના નમીને શિર નામ્યો રે વા૦ ૩

### પદ ૫૫ મુ-રાગ લલિત

વાહનાના ગુણ કિયા કિયા કહિયે,
અવસરે આવીને રાખી લાજ,
પતિતપાવન પ્રભુ નામ તમારુ
પ્રગટ થયો છો ભક્તને કાજ વા૦ ૧
કૃપા કરી હને હાર જ આપો
મંડળિકનુ મુખ કીધુ ભંગ,
સભા સઘળી આશ્ચર્ય પામી
કૃપા તમારી પરમાનંદ વા૦ ૨
સાચી પ્રીત કરે જે હરિસુ
તેના મનના પૂરે કોડ,

તમે કૃપા કરી નરસૈંયાને,
જે દામોદર જે રેવતીકાંત. વા૦ ૩

પદ ૫૬ મું-રાગ લલિત

વિશ્વંભર વિશ્વમાં વ્યાપક, અંત તણો નવ આવે રે,
માહે અંતે એહ જન હૃદિયે, ભક્ત તણે મન ભાવે રે. વિ૦ ૧
એ રંગીલો સદા આનંદી, ભક્તને લાડ લડાવે રે,
નાગર નપગા દ્વેષ કરે, પણ ભક્તિ વાહલી જેને ભાવે રે વિ૦ ૨
એ તો સદા ભક્તહિતકારી, શિવકૃપાએ પામ્યો રે,
નરસૈંયાનો સ્વામી મને મળિયો, અનેક વંદના વામ્યો રે વિ૦ ૩

પદ ૫૭ મું-રાગ બિભાસ

દીનદયાળ દયાનિધિ દામોદર,
દીન જાણી મુંને મહેર કીધી
જુગજીવને મુંને જન જાણીતો કીધો,
આપણા નામની સંભાળ લીધી દીન૦ ૧
મૂઢમતિ લોક જે મનમાં જાણતા,
તેને હરજીએ શિક્ષા દીધી
રાત દિવસ જે ભજન કરતો હતો,
તેને દામોદરે સાર લીધી
અકળ કળા એની કોણે કળાયે નહિ
દર્શન દુર્લભ દેવ કહાય
તેરે સદાશિવની કૃપાએ કરી,
નરસૈંયાને પ્રભુ પ્રેમ પાય. દીન૦ ૨

પદ ૫૮ મું-રાગ દેશાખ

કર જોડીને દાસ વીનવે, હું સતકૃપાથી સુખ પામ્યો રે,
ભક્તની ચરણરેણુ જે મહતો, અનેક વંદના વામ્યો રે. કર૦
અજ્ઞાની અલ્પબુદ્ધિ મારી દેખાદેખી ચાલ્યો રે,
સાધુસમાગમ અનુદિન કરતા, હરજીએ હાથ ઝાલ્યો રે. કર૦

સરવ સન્યાસી ચરણે રે નમિયા, નગર તણા જે વાસી રે;
ભણે નરસૈંયો દામોદર મેવો, તો ટળ નરભની ફાસી રે કર૦

પદ ૫૯ મું-રાગ દેશાખ

(હુ મા પ્રેમાનદને-નામે પદ ૧૫૫ મુ કરી આપ્યુ છે.)

હરખ્યા લોક નગરના રે વાસી, ધન વૈષ્ણવ અવતાર રે,
સોગડ મરવે ચરણે લાગ્યું, મોડી રયા નરનાર રે હર૦
સરવ સભાએ શીખ જ આપી, મેહતાજી મદિર પધારો રે,
વળી પુની ગય ચરણે વળગ્યો મરમ ન જાણ્યો તમારો રે હર૦
રામાનદ દ્વારકા પધાર્યા, કહી વૈષ્ણુવ મહિમાય રે,
જે વૈષ્ણુવનુ દ્રષ કરે, તે નિશ્ચ નરક પળાય રે હર૦
મેહેતાજી સખીઓને કહે છે, સરવ નખી કરો ગાન રે,
રાગે શિખ આપી મેહેતાજીને, નમ્યા સરવ પ્રધાન રે હર૦

પદ ૬૦ મું-રાગ આશાવરી

કહે દામોદર સુણ નરસૈંયા, ... પ્રેમ પ્રીતે ગવાણો રે,
લોક લાજને દાસે મારો, રાજ, કેદારો વચાસો રે કહે૦
ઘણા દિવસ મે પથ નિહાળ્યો, તોયે તુને દયા નવ આવી રે,
માગ નુખનો મોહ જ ટાળ્યો, ત્યારે સુરસેના બોલાવી રે કહે
તમે મળી મુજને વશ કીધો, અવર કેનો નવ થાઉ રે,
કહાનબાઈને કહે કરુણાનિધિ, હુ વૈષ્ણુવ હાથે વેચાઉ રે કહે
માનબાઈ રતનબાઈ પ્રત્યે બોલે, માર સુરસેના સમુ નહિ કોયરે,
કુવરબાઈનુ વાણી પ્રકાશી, (હાવા) ભક્ત સમાગમ ના હોય રે કહે
આપી આજ્ઞા અવિનાશી વળ્યા, મસ્તક મૂકી હાય રે,
કુવરબાઇ જઈ ચરણે લાગ્યા ધનધન ગોકુળનાથ રે કહે
નિશ્ચ થઈને રહેજો સર્વ સખીઓ, હુ છુ દાસ ભક્તનો એન રે,
તમસુ અતર નહિ કાઇ મુજને, સુરસેના તન કેગ રે કહે
ભગવદ્ભક્તિ આદ્ય સનાતન, શ્રીગોકુળનો રાય રે,
ભણે નરસૈંયો કે દીન ઉગાયો, તે વૈષ્ણુવચરણ-પસાય રે કહે

### પદ ૬૧ મું

દેવા ટેવ પડી તુજને, દીન પ્રતિપાળવા, કંથ કમળા રહ્યો સંત આગે,
લાડ પાળો તેનો પાડ ગો માનિયે, હાથ જમણો વજે પેખ સામે. ૧
ગજ તણી વહારે, તું ગરુડ ચડી ધાયો, ગ્રાહના મુખ થકી તે ઉગાર્યો,
વાચો નારાયણ નામ લેતાં વિશે, અધમ ગુણકા અજામેલ તાર્યો. ૨
દ્રૌપદી કેરી લાજને કારણે દ્વારકાથી આવ્યો એક શ્વાસે,
પાંચ પાંડવતણી, લાજને કારણે દૂત થઈને ગયો દુષ્ટ પાસે, ૩
ઇન્દ્રની કામધેન કોડ કરતી રહી, ગોપીનું ગોરસ ચોરી પીધું,
શબરીના બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો, ઋષિ તણા વૃન્દમાં માન દીધું. ૪
ભૂપનું નોતરું ભાવ વિના રહ્યું, તેમનું પારખું અધન કહાયો,
એક પત્રે કરી જગત તરપત કર્યું, ભાજીને ભોજને તું ધરાયો ૫
ભક્તની રૂપ ધરી, જગતની ચાકરી, દાસ ચન્દ્રહાસને સદ્ય ઉગાર્યો,
સુતદેવનું સન્માન રાખ્યું ઘણું જનકના ભુવનથી સદ્ય સધાર્યો ૬
એવા વરદાતા હરિ, બહુ સંત ગાયે ફરી મહુનાં વચન વિઠ્ઠલા વેદ વાણી
નરસૈંયા રંકને જમનાં તાહરી કૃપા કરોને મુને દીન જાણી ૭

[ આ પાઠના ૬૧ થી ૮૨ સુધીના પદ આ પૂર્વે આવી ગયાં છે ]

### પદ ૮૩ મું–રાગ આશાવરી

મંડળિક આવીને નામે પાય, ક્ષમા કરો હું મંદમતિ રાય,
પ્રબળ પ્રધાન વીનતી બહુ કરે, મંડળિકને નૈણે નીર ઝરે ૧
શીશ તે સઘળા મહેતાને નમ્યા, અને અતિ ઘણું તમને દમ્યા,
અમો અજ્ઞાની થયા મહારાજ, રાખી દામોદરરાયે લાજ ૨
બીમ મેહેતાજીને ચરણે નમે, બ્રહ્મચારી વીનતી બહુ કરે,
દૂષી નાગર તાહાયા ખરા, વૈષ્ણવ સૌ રળિયાત જ થયા ૩
મંડળિક માનભંગ થઈને રહ્યો, નરસૈયાનો પરચો લહ્યો,
સભા સર્વ બોલે છે પેર,' મેહેતાજી પધારો ઘેર. ૪
મેહેતાજી પધારે મંદિર માંહિ, વૈષ્ણવ જન વધાવે ત્યાંહિ,
ભણે નરસૈયો જપો હરિનામ, શ્રીદામોદરરાયને મ્હારો પ્રણામ ૫

### પદ ૮૪ મું-રાગ મારૂ
બીમડા હઠ ના કરિયે રે;
સુંદરસ્યામ છબીલો મૂકી, કહો કોને વરિયે રે. ટેક.
જ્ઞાનીનાં લક્ષણ નહિ માને, કહેનારે બ્રહ્મજ્ઞાની રે;
વૈષ્ણવની નિંદા કરો છો, તાંહાં લગી વાત અજાણી રે. બીમડા૦
તિલક તુલસી ખોટાં કહે, તું શું જાણે વૈષ્ણવની વાત રે;
ભણે નરસૈંયો હઠ મૂક તો, રમિયે શામળિયાની સાથ રે. બીમડા૦

### પદ ૮૫ મું-રાગ સાખી
તાંહાં લજ્જાથી તતક્ષણ આવ્યો, ધરણીધર. સાંભળો રાય;
હરિના જન હરિસરખા જાણો, મેહેતાજીને લાગે પાય. ૧
રાગ કેદારો ધરેણે હુતો, પ્રભુએ સુકાવ્યો તેહે;
પાંગળી વહુ સારી કરી, નિશ્ચે માનો એહે. ૨
માંહમા મેહેતાજી તણો, મુખે કહ્યો ન જાએ;
ધરણીધર મેહેતો એમ કહે છે, એને હરિ સાથે એકતાએ. ૩

### પદ ૮૬ મું-રાગ બિહાગડો
શ્રીરામ અંતરજામી રે,
મુને શરણે રાખો સીતાસ્વામી રે. ૧
મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ નિર્ગુણ બ્રહ્મ,
તુજ વિના ભવજળ તરિયે કેમ. ૨
તવ નામ નિર્મળ નરહરિ,
બે અક્ષર છે સર્વાધારી, રકાર મકાર ગુણકા તારી. ૩
ચોરાશી ખાણ ભમી થાક્યો રે,
હું ભટકિયો ભવ આખો રે. ૪
* * માધવાનંદ કહે હવે સર્વે રાખો રે. ૫

### પદ ૮૭ મું-રાગ રામગ્રી
વિશ્વેશ્વર વિઠ્ઠલ વિઠ્ઠલ, કરું જો વીનતી,
તુજ વિના દાસ દુઃખ કોણ જાણે;

વડવડતા મધ પીતી ગઈ ગ્વાલની,
નિદ્રમાં નિદ્ર શું તજશે વહાલે. ૧
કે શું ગેઝી રહી રાધિકા કહાનજી તમને,
કાને કહું કરશે, કરુણા કાં ન આણો.
હઠ કરતી તાં હઠ કરજે શામળા,
છૂટશે નિદ્રમા સનેહ તાણો, ૨
હતા આહ્લાદ અવસરે, અવસર નહિ સાચવે,
તો પછે આવતે શું રખાળે.
કોણ કારણ પછે કાજ તે આવશે,
કહે નરસૈયો હઠ લીધો વણે ૩

પદ ૮૮ મું-રાગ પ્રભાત

ક્રમક્રમે નન કૃષ્ણ કોડામણા,
કાળનું ચક્ર તે કાને સુણતાં,
ભક્તિ કાંઈ ન લહુ, કોણ આગળે કહું
નિદ્રા આવે તારું નામ ભણતાં ૧
હાથ કાંઈ નવ ચડ્યું, અંતે આવી અણું,
કામ તુજશું પણ કૃષ્ણ કાળા,
પતિતની પીડ તે, બીડ જાણે કવણ,
આવ ઉતાવળા નૂક ચાગા ૨
જનમ ને મરણ તો, જીવ સહુને ખરું,
શરણ આપ્યા તણો કષ વેહેરો,
બિરદ ધરી વશે, દુષ્ટ આગળ ધમે,
બોલવા વેળા કાં થાઓ બહેરો ૩
હુંય જો હરખડું, બાપ પર અરખડું (?),
ચરભડું ચત્રભુજ રાય સાથે,
નરસૈયો રંક તે, પંક માંહે પડ્યો.
લઇ પુતા (?) રહી અહોરે હાથે ૪

# પરિશિષ્ટ ૧૦ મું

હારમાળાનાં પદોની સંખ્યા વધતાં વધતાં ૨૧૭ સુધી ગઈ છે. એ ક્રમ અહીં બતાવવામાં આવે છે:

## પદ ૧ લું–રાગ આશાવરી, તાલ રૂપક

શ્રીદામોદર મંદિર સુંદર સુઘડ દેવમુખ ધામ રે.
(જુઓ આ પહેલાં પરિ. ૨ અને ૮–પદ ૧ લું)

## પદ ૨ જું–રાગ આશાવરી, તાલ રૂપક

અનુચર તેડીને પંથ પળિયે, દુરિજન જોવાને જાય રે;
માંનુભાવ મંડલિક રાય મોટો, ત્યાં એવાં કામ ન થાય રે. ૧
ચંગ તાલનાં ચરિત્ર અનેરાં, વિનતાશું વેપાર રે;
ચટપટ ચાલ્યું દિવસ આટલા, કોઈ નોહોતું પૂછણહાર રે. ૨
નથી દીઠું ને નથી સાંભળ્યું, હરિ કયમ આપે હાર રે;
રાજસભામાં રંગ જણાશે, પૂછ્યે જશે પાર રે. ૩
ચાલો હવાં જાઇયે, શું થાશે, સંગ થયો સંસાર રે;
નરસિંહાને નિરખી નયણે રાયે રીસે કર્યો નમસ્કાર રે. ૪

## પદ ૩ જું–રાગ આશાવરી

તેડ્યા સર્વ સંન્યાસી સુંદર, જે કરતા વનફૂલનો આહાર રે;
તેડ્યા પંડિત જાણ્યા જોશી પૂછી સત્ય કરો નિરધાર રે. ૧
ઘીમ બાબત ભાવે તેડાવ્યા નગરવાસી સઉ લોક રે;
સૌ મળી પૂછે નરસિંહાને, હારની ચરચા ચોક રે. ૨
કુણ ગુરુ તાહારો ને કુણ એ કીર્તન, કામની કંઠે ગાય રે;
વેદ શાસ્ત્રનો મારગ લોપી, અમને આશ્ચર્ય થાય રે. ૩

સત્ય કહો, સદ્‌ગુરુ દેખાડો, ધર્મરાજ કર ચઢશો રે;
ભીમ ભણે: ભૂંડા નરસિંહા, નિશ્ચે નરકમાં પડશો રે. ૪

પદ ૪થું–રાગ આશાવરી

હસ્યા મુખ તારેથી નરક ન નીસરે, જે માને તે પડશે રે;
પ્રભુ નરસિંહાનો ઉલાળ્યો, જાશે તેને જડશે રે. ૧
નવલ નારચ પતિ નીલો નરહરિ, પૂર્ણાનંદ પરમપદ રસાલ રે;
ભૂલ્યો ભીમ ભમે ભૂતલમાં, ગુણ અમરિત ગાને ગોપાલ રે, ૨
અબલા અનંત સંગ સજના, નેપુર ચરણ ઝમાડે તાલ રે;
નાચે નરહરિ ને નરસિંહો, નિરખે ભીમ સહિત ભૂપાલ રે. ૩
જગત કો કરે જપ તપ તીરથ, તે સૂઝરને ન ભાવે રે;
પૂર્ણાનંદ પ્રેમરસ લીલા, નરહરિ નાચંતા આવે રે. ૪

પદ ૫ મું–રાગ સિંધૂડો

(જુઓ પરિ. ૮–પદ ૧૪ મું)

પદ ૬ ઠું–રાગ સિંધૂડો

દુર્જન લોક કહે નરસિંહો લપટ...

(જુઓ હારમાળા, પદ ૩૧ મું)

પદ ૭ મું–રાગ આશાવરી

(જુઓ પરિ ૨ જું, પદ ૨જું)

પદ ૮ મું–રાગ ગોડી

(જુઓ હારમાળા, પદ ૧ લું)

પદ ૯ થી ૧૨–રાગ આશાવરી

(જુઓ હારમાળા, પદ ૨ થી ૫)

પદ ૧૩–૧૪–રાગ આશાવરી

(જુઓ પરિ. ૮–પદ ૧૮–૧૯)

પદ ૧૫ મું–રાગ આશાવરી

શ્રીકૃષ્ણસ્વામી એક વાત સાંભળો... ..

(જુઓ ને સરખાવો હારમાળા, પદ ૬ ઠું; અને પરિ. ૯–પદ ૧લું)

પદ ૧૬ મું-રાગ આશાવરી
(જુઓ પરિ. ૮-પદ ૪૨ મું)
પદ ૧૭ મું-રાગ માલવ
(જુઓ પરિ. ૮-પદ ૨૬ મું)
પદ ૧૮ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૭ મું)
પદ ૧૯-૨૦-૨૧-રાગ આશાવરી
(જુઓ પરિ. ૮-પદ ૨૮-૨૯-૩૦)
પદ ૨૨ મું-રાગ બિલાવલ
(જુઓ હારમાળા, પદ ૧૩ મું)
પદ ૨૩-૨૪-રાગ આશાવરી
(જુઓ પરિ. ૮-પદ ૩૨-૩૩)
પદ ૨૫ મું-રાગ સિંધૂડો
(જુઓ હારસમેનાં પદ, પદ ૭ મું)
પદ ૨૬-૨૭-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૯-૧૦)
પદ ૨૮ મું-રાગ મારુ
(જુઓ હારમાળા, પદ ૧૧ મું)
પદ ૨૯ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૧૨ મુ)
પદ ૩૦ મુ-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૧૭ મું)
પદ ૩૧ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૧૪ મું)
પદ ૩૨ મું-રાગ રામગ્રી
(જુઓ હારમાળા, પદ ૧૫ મું)

પદ ૩૩ મું-રાગ સિંધૂડો

( જુઓ હારમાળા, પદ ૧૬ મું )

પદ ૩૪ મું-રાગ સિંધૂડો

( જુઓ હારસમેનાં પદ, પદ ૩ જું )

પદ ૩૫ મું-રાગ રામગ્રી

( જુઓ હારમાળા, પદ ૩૬ મું )

પદ ૩૬-૩૭-રાગ મારુ

( જુઓ પરિ. ૯-પદ ૪-૫ )

પદ ૩૮ મું-રાગ સિંધૂડો

( જુઓ પરિ. ૯-પદ ૬ ઠ્ઠું )

પદ ૩૯ અ-રાગ રામગ્રી

( જુઓ પરિ ૮-પદ ૨૦ મું )

પદ ૩૯ આ-રાગ મારુ

જેહને જેહશું રંગ રે સજની, જેહને જેહશું રંગ રે,
ઉને ન ગમે બીજાનો મન રે. ॥ ટ ॥ ૧
કપૂર હોય જોને ઉજ્જ્વળ રે, વળી વિશેષે સુગંધ રે,
તેહેનું કારણ મનમાન્યાનું, બાંધ્યું મરિયા સાથે બંધ રે. ૨
નહિણાં હોય જોને નિર્મળ રે, સર્વ દેખાડે વાટય રે,
અંજન વિના ઓપે નહીં, નવ્ય ચઢે સોના ઘાટ રે. ૩
વેદવિખ્યાત જાણે સઉ રે, સાહેર ખારાં નીર રે,
તેહેનું કારણ મનમાન્યાનું, શરીરના સુખે શરીર રે. ૪
ગુણ અવગુણ જાણ્યા વિના રે, કોઈ ન જાણે પાર રે,
શંકરદેવે સર્વ તજીને, કંઠે આરોપ્યો સાપ રે ૫
સાનલિયાશું સ્નેહ માહારે, સજની, કહિયે ન થાશે ભંગ રે,
નરસિંહાચા સ્વામી સંગ રમતા, નિત્ય નિત્ય નવના રંગ રે ૬

પદ ૩૯ મું-રાગ બિહાગડો

( જુઓ હારમાળા, પદ ૩૪ મું )

### પદ ૪૦ મું-રાગ મારુ

અન્યો નવ માનિયે રે, તાહારો રેહેવા દેને રામ;
તેહેનું મરતી વેળા છે કામ રે. ૧
જાહારે કેશ પલે ને નહિયાં ગલે રે, શ્રવણે સાંભલતાં રહિયે રે;
લલુતા પાયે શ્વાનની પેરે, ત્યાં રામને કહિયે રે. ૨
જનમનો જોગી કુટુંબવિરોધી, ઓઇ ઓઇ ધણિયાણી રે;
રંગીલો છબીલો ને છોગાલો, એવી નરસિંયા નાગરની વાણી રે. ૩

### પદ ૪૧ મું-રાગ મારુ

( સરખાવો પરિ. ૮-પદ ૩૪ મું )

એવડો ન કીજે વિવાદ, ઘેલા નાગરા રે;
વૈષ્ણવ નામ ધરાવિયું તો શાને કીજે વાદ રે. ૧
હરિજનને બકવું શું રે. લક્ષ્મીવર લયલીન રે;
ભૂષણ વસ્ત્ર ત્યાગ કરીને, એક ગ્રહો કોપીન રે. ૨
સનકાદિક શુકદેવજી રે, જે કરે અંગીકાર રે;
નટુઆની પેરચે બની કરીને, કરાં છાં શણગાર રે. ૩
કૃષ્ણસ્વામી સરવેમાં વસે છે, સંતતણો વિશરામ રે;
આધવાશ્રમ કેહે નરસિંયા, નથી બીના કહે ભાવ રે. ૪

### પદ ૪૨ મું-રાગ સિંધૂડો

( જુઓ હારસમેનાં પદ, પદ ૫ મુ )

### પદ ૪૩-૪૪-રાગ મારુ

( જુઓ હારમાળા, પદ ૪૨-૪૩ )

### પદ ૪૫-૪૬-૪૭-રાગ મારુ

( જુઓ પરિ. ૮-પદ ૩૮-૩૯-૪૦ )

### પદ ૪૮ મુ-રાગ કાંભીકાનરો (?)

( જુઓ હારસમેનાં પદ, પદ ૪ થું )

### પદ ૪૯ મું-રાગ સામેરી

( જુઓ પરિ. ૮-પદ ૧૬ મું )

પદ ૫૦ મુ—રાગ સિંધૂડો
(જુઓ હારસમેનાં પદ, પદ ૧૦ મુ)

પદ ૫૧-૫૨ મું—રાગ સેરઠ
(જુઓ પરિ ૮—પદ ૪૮—૪૯)

પદ ૫૩ મુ—રાગ મારૂ
(જુઓ પરિ. ૮—૫૦ ૫૦ મુ)

પદ ૫૪ મુ—રાગ રામગ્રી
(જુઓ હારસમેનાં પદ પદ ૮ મુ)

પદ ૫૫ મુ—રાગ સોરઠ
(જુઓ પરિ. ૮—પદ ૫૩ મુ)

પદ ૫૬ થી ૬૧—રાગ માર
(જુઓ પરિ ૮—પદ ૫૪ થી ૫૯)

પદ ૬૨ મુ—રાગ સોરઠ
(જુઓ હારમાળા પદ ૩૭ મુ)

પદ ૬૩ મુ—રાગ સોરઠ

એ તો ફોગટ કરવી આશ, ભાર ભાગી ગયો રે.
સ્નેહ તમારો સરવે દીઠો, ઊંડાને વાહાણુ વાયુ રે,
તારપણુ અમારા અપવિત્ર થયા રે,
તું શણુગાર હાથાહન ભાય રે, ભાર ભાગી જશે રે ૧
ઓટે પાયે ભીત ચઢે નહી, જૂઠી પ્રીત્ય ન હોય રે,
ગોવિંદ મને જો નાખ્યે ખૂન, શાસ્ત્ર ભણે નહી કોય રે. ૨
ઘૂઘરી છોડો ને પાનવ ઓઢો વળી જોડો બે હાથ રે,
વિશભર આશ્રમ કેહે એ જ્યાનો, જાણીને કહો રઘુનાથ રે. ૩

પદ ૬૪ મુ—રાગ માર

નહિ જાય હારયા રે, હરિ માહારો નહિ•
[illegible]

જાંહાં વિશ્વાસ તાંહાં છે વિશ્વંભર,
હરિની, પ્રીત્ય ન હોય ખોટી રે;
તમો વૈષ્ણવમારગમાં જોર્થા ખાઓ,
મૂંડાવો જટા ને રાખો ચોટી રે. ૨

નાચે બ્રહ્મા ને નાચે નારદ, નાચે નિગમ તે ચ્યાર રે;
ચાઊ તમારાં બાંધી મૂકો, મુને હરિજી આપશે હાર રે. ૩

સાંકલ વછૂટે ને તાલું ત્રૂટે,
વા'લે જ્યમ મથુરામાં કીધું રે;
ભણે નરસિંહો, હરિ દરશન દેશે,
જ્યમ દેવકીનંદન દીધું રે. ૪

પદ ૬૫ મું-રાગ સામેરી
(જુઓ પરિ. ૯-પદ ૮ મું)

પદ ૬૬ મું-રાગ મારુ
(જુઓ પરિ. ૯-પદ ૯ મું)

પદ ૬૭-૬૮-રાગ મારુ
(જુઓ પરિ. ૮-પદ ૬૧-૬૨)

પદ ૬૯ મું-રાગ સિંધૂડો
(જુઓ પરિ. ૮-પદ ૬૩ મું)

પદ ૭૦ મું-રાગ સિંધૂડો
(જુઓ પરિ. ૮-પદ ૬૪ મું)

પદ ૭૧ મું-રાગ રામગ્રી
(જુઓ પરિ. ૮-પદ ૬૫ મું)

પદ ૭૨ મું-રાગ રામગ્રી
(જુઓ પરિ. ૮-પદ ૪૩ અને ૬૬)

પદ ૭૩ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ-૩૨ મું)

પદ ૭૪ મું–રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૨૦ મું )
પદ ૭૫ થી ૭૮–રાગ મારુ
( જુઓ પરિ. ૯–પદ ૧૧ થી ૧૮ )
પદ ૭૯ મું–રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૩૮ મું )
પદ ૮૦ મું–રાગ સિંધૂડો
( જુઓ હારસમેનાં પદ, ૧૪ મું )
પદ ૮૧ મું–રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૪૦ મું )
પદ ૮૨ મું–રાગ સિંધૂડો
( જુઓ હારસમેનાં પદ, પદ ૯ મું )
પદ ૮૩ મું–રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૪૪ મું )
પદ ૮૪ મું–રાગ બિહાગડો
( જુઓ હારમાળા, પદ ૬૫ મું )
પદ ૮૫ મું–રાગ મારુ
( જુઓ હારમાળા, પદ ૪૬ મું )
પદ ૮૬ મું–રાગ સોરઠ
( જુઓ હારમાળા, પદ ૪૭ મું )
પદ ૮૭–૮૮–રાગ વેરાડી
( જુઓ હારમાળા, પદ ૧૮–૧૯ )
પદ ૮૯ — ૯૨–રાગ કાલેરો
( જુઓ હારમાળા, પદ ૨૧–૨૪ )
પદ ૯૩ મું–રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૨૬ મું )

પદ ૯૪ થી ૯૭-રાગ સિંધૂડો
(જુઓ પરિ. ૯-પદ ૨૧ થી ૨૪)

પદ ૯૮ મું-રાગ આશાવરી
(જુઓ હારમાળા, પદ ૨૭ મું)

પદ ૯૯ મું-રાગ સિંધૂડો
(જુઓ હારમાળા, પદ ૨૮ મું)

પદ ૧૦૦ મું-રાગ સારંગ
(જુઓ પરિ. ૮—પદ ૭૬ મું)

પદ ૧૦૧ લું-રાગ સારંગ
(જુઓ પરિ. ૮—પાદટીપનું પદ ૭૬ મું)

પદ ૧૦૨ જું-રાગ સારંગ
(સરખાવો પરિ. ૮—પદ ૭૭ મું)

ગયો મુકુંદાશ્રમ ત્યાંહાં રોષ ન માયે, આવીને રાજા લાગ્યો પાયે. ૧
કહો સ્વામી આવ્યા કયમ આંહાંયે, વાત કરો જેવી મનમાંયે. ૨
કેહે રજની સઘલી વહીને ગઇ, એહેનો દામોદર આવ્યો નહીં. ૩
જો નાગર ઉપર તમે કરશો દયા, અમ્યો સરવ સંન્યાસી અમથા રહ્યા. ૪
તું વૈષ્ણવનું જો ઉપર કરીશ, સંસારસાગર શું તેણે તરીશ? ૫
ષટ દરશનના ધર્મ વહીને ગયા, વૈષ્ણવના ધર્મ આગલ થયા. ૬
મુને આવડે અષ્ટાદશ પુરાણ, હું અસત્ય નહિ બોલું વાણ. ૭
વલી મુને આવડે ચ્યારે વેદ, સકલ શાસ્ત્રનો જાણું ભેદ. ૮
સાઢા ત્રણ્ય ક્રોડ મે કીધાં વ્રત, માહારું રુદે છે પરમપવિત્ર. ૯
સાઢી ત્રણ્ય ક્રોડ તીરથ આવ્યો કરી, મુને સિદ્ધ વાચા આપી શ્રીહરિ. ૧૦
તુને કહું છું મંડલિકરાય, આજ અમારી લજ્જા જાય. ૧૧
આંગી બોગલ દામોદરરાયે, નરસૈંયાને કરે સહાયે. ૧૨
જો દામોદર કહ્યું નવ કરે, તો નરસૈંયો માલા કંઠ નવ્ય ધરે. ૧૩
જો તું કહ્યું માહારું ચિત્ત નવ્ય ધરાં, તો તુને બાલી ભસ્મ જ કરું. ૧૪
તે સાંભલી વિરમે થયો, સભા મધે આવીને રહ્યો. ૧૫

પદ ૧૦૩ જુ-રાગ મેવાડો
(જુઓ પરિ ૮-પદ ૭૮ મુ)

પદ ૧૦૪ થુ-રાગ મેવાડો
(જુઓ પરિ ૮ - પદ ૭૮ મુ, ૫ મી લીટીથી શરૂ)

પદ ૧૦૫ મું — રાગ મેવાડો
(જુઓ હારમાળા, પદ ૬૨ મુ)

પદ ૧૦૬ ઠુ-રાગ સિંધૂડો
(જુઓ હારસમેનાં પદ, પદ ૬ ઠુ)

પદ ૧૦૭ મુ-રાગ આશાવરી

હમારુ મન વાહાલા તનશુ બાંધ્યુ,
તમારા મનની કોણ જ લેહે,
તમે તમારે રંગે રમો છો,
દુરિજન લોકટા ક્યમ સેહે ? ૧
સ્નેહ કીજે તો સાચો કીજે,
સાચા વિના સ્નેહ કશો ?
અદક્ષિણ અલગા ન રહિયે માહારા વા'લા
જે મુકુંદ ન માંહિયેરો રે વસ્યો ૨
અનેક નારી નાથ તમારી
અમારે તમ વિના અવર નહીં કોયે,
તે નરનારીનુ ભાગ્ય વાધ્યુ રે,
નરસિંયાચા સ્વામી સન્મુખ જોયે ૩

પદ ૧૦૮ મુ-રાગ આશાવરી

તમારુ મુખ વાહાલા મૂકયું ન જાયે,
તમ્યો છો માહારે મનગમતા,
વ્રજબાળાદિકને મોહ ઉપજાવો,
રૂપ લક્ષણ ગુણ સુંદરતા. ૧

મોરલી વજાડો મધુરે સ્વરે ગાઓ
ચચલ નેણ ને ચપલતા,
સરવે સાદે ધેન બોલાવો,
માનનિયાચા મન હરતા ૨
સુરિનર મુનિજનને ધ્યાન ન આવો,
વ્રજવનિતાશૂ રંગે રમતા,
નંદના કુવર તમને કોણે ન કલાણુ,
તાહારી લીના ન જાણે બ્રહ્મા વેદ વદતા. ૩
વા'લાજી રે અગમ નિગમ સર્વે તમ્યો જાણો,
જાણો છો મનની મમતા,
નરસૈયાચા સ્વામી તને નવ્ય જાણે,
તે નરનારી ભમે ભવ ભમતા. ૪

## પદ ૧૦૬ મું-રાગ આશાવરી

કોટિ કદ્રપ તણો દર્પ હરવા હરિ,
ભૂતલ ભોગીનું રૂપ લીધુ,
કામની કેલ કરવા કલિ કાલમાં,
અબલા જનને અભેદાન દીધુ ૧
ચાર જુગને વિષે મુકી નહીં નારને,
વેદ પુરાણ એમ શાસ્ત્ર બોલે,
તે વ્રજનારી વિભિચાર મનથી ભજે,
રંગ રાતો સદા સંગ ડોલે ૨
સારમા સાર શણગાર રસ કીધલા,
એવુ કહતા જે કો મુખ મોડે,
જે રસ ગાયો નારદ શુકદેવજી,
નાથ લક્ષ્મી તણો હાથ ઓડે ૩.
અધમ ઉધારવા પ્રગટ્યા શ્રીહરિ,
એવુ જાણી જે કો ગાન કરશે,

તે તણા ચરણની રેણમા નરસૈંહા,
જેવા કોટાન તે કોટ તરશે. ૪

પદ ૧૧૦ મુ રાગ સિધુડો

સારમા સાર અવતાર અબલા તણો,
જે બલે બલ બરની રીજે
પુરૂષ પુરુષારથ શુ સરે રે સખી
જેણે નન્ય નાથના કાર્ય પીજે. ૧
અગમ અગમા નિગમ તે વેદાત જે,
રસ મની મથી પ્રગટ કીધો
તે રસ આનંદનિધિ બાનની ભોગવે,
અનુભવે અનુદિન સ્વાદ લીધો ૨
ઈદ્ર ઈદ્રાદિક ઈશ અજ મહામુનિ
ગોપિકા-ચરણની રજ વદે,
અધમ અધિકારે અધમપણ નેપને
નરપણ નન્ય રુચે આપ નિંદે. ૩
મુક્તિ પર સ્વદ એ પ્રાપતી પુરુષને
જે જન તેવા ભાવ રાખે
રસણ રસભર્યું, નાહો નોરા કરે,
તે નહીં નારવ અવતાર પાખે. ૪
માહેક સુપન સાચુ કરો સામના
પરબ્રહ્મ પ્રાણપતિ પડચ જોડી
તે લલચાયુ પશુ જેમ પૂંઠે હરેફરે
ત્યમ નરસૈંયો ફરે જેને નાથ્ય તોડી ૫

પદ ૧૧૧ મુ-રાગ સિધુડો

( જુઓ પરિ. ૮-પદ ૨૭ મુ)

પદ ૧૧૨ થી ૧૧૪ રાગ સિંધુડો

( જુઓ હારસમેના પદ, પદ ૧૧ થી ૧૭ )

પદ ૧૧૫-૧૧૬-રાગ રામગ્રી

( જુઓ હારસમેના પદ, પદ ૧૫-૧૬ )

પદ ૧૧૭ મુ-રાગ આશાવરી

( જુઓ હારસમેના પદ, પદ ૧૭ મુ )

પદ ૧૧૮ મુ-રાગ પંચમ

( જુઓ હારસમેના પદ, પદ ૧૮ મુ )

પદ ૧૧૯ મું-રાગ બિહાગડો

( જુઓ હારસમેના પદ, પદ ૧૯ મુ )

પદ ૧૨૦ મું-રાગ માલવ

( જુઓ હારસમેના પદ, પદ ૨૦ મુ )

પદ ૧૨૧ મુ-રાગ માલવ

( જુઓ હારસમેના પદ, પદ ૨૩ મુ, અને હારમાળા પદ ૨૩ મુ )

લોક કૌતુક જુવે ગજની અલ્પ રહી,
ક્ષીણ થઇ જ્યોત્ય તે રહી રે દીવા,
કેશવા કંઠથી માલા વડી કરો,
પ્રેમે આરોપ તે નરસૈયા—ગ્રીવા ૪

પદ ૧૨૨ મુ-રાગ સિંધુડો

( જુઓ પરિ ૮-પદ ૧૦૩ જુ )

પદ ૧૨૩ મુ—રાગ સિંધુડો

( જુઓ ને સરખાવો પરિ ૮-પદ ૧૦૯ મુ )

જોઇને સામળા મેહેલ મન આમના,
નથી શું બોલતો અભિમાન માટે,
આપને હાર કે હવડાં પ્રગટ કરું,
જે કર્મ કીધા વસીવટની વાટે. ૧
હવા અણુવરી નાગ તે સોમતી ભદ્રા,
પરાગૂતાં પ્રથ શું મેમે તાહારે,

પદ ૧૩૩ મું–રાગ મેવાડો
( જુઓ પરિ ૯–પદ ૩૫ મુ )

પદ ૧૩૪ મુ–રાગ મેવાડો
( જુઓ હારમાળા, પદ ૬૩ મુ )

પદ ૧૩૫ મુ–રાગ માર
( જુઓ હારમાળા, પદ ૭૧ મુ )

પદ ૧૩૬ મુ–રાગ સોરઠ સામેરી
( સરખાવો હારમાળા, પદ ૬૫ મુ )

તમ્યો સાંભલો સારંગપાણ્ય, અમારી વીનતી રે,
સુખ ચાહાતી હુ શુ કહુ રે, તમ્યો છો ચતુરસુજાણ ૧
દાસ તમારો રે ઘણું દોહિલો રે, ક્યમ સોહો છો વિશ્વાધાર
વિલંબ ન કીજે પીતલા રે, આવડી શી તુને લાગે વાર. ૨
સનજ શે ન થાઓ રે સામલા, સ્વામી ભોગન ભાન્ન આજ,
હાર આપો તમારા દાસને રે, જ્યમ મંડલિકની જાયે લાજ ૩
તમો છો સદા ત્રીકમજી રે, શરણાગત્ય–સાધાર રે,
છબીલાજી ક્યાના ક્યાહાં રહ્યા રે, આણે અવસર કોણુ કરે સાર ૪
અમ્યો હલુઆં પાડયા દામોદરા, તમારા ગુણ કો ગાય રે,
બિરદ ન પાળ્યાં ભૂધરા અમ્યો રંકે ક્યમ જીવાય રે ૫
અમો વિના તમ્યો એકલા, પ્રભુ શુ કરશો વિનાસ રે
અરસ–પરસ છો કાહાનજી, અમને તમારી આસ રે ૬
પ્રભુ તુ જલહલે, તું સુંદરવર રે અને અમો તમારી નારય રે
નાહા વિના નારી ક્યમ રેહે રે, તમો કરજો મન્ય વિચાર ૭
સ્વામી, શે નથી જાણતા રે, ઉતારો મનથી રીસ રે
અપરાધ અમારો ક્ષમા કરો રે, નામે સુરમેન્યા શીસ રે ૮
અમ્યો અબલા તમને નમુ રે, તમ્યો ક્યારે થાશો સાબ રે,
આજ નરસૈંને ઉગારી લો રે, તાહારે હરિ ઇશ્વિર પદ્દરાવ રે. ૯

સુરસેન્યાની વીનતી રે, સાંભલો દામોદરરાય રે;
આસનથી હરિ ઊઠિયા રે, ગરુડાંઆસન પસાય રે. ૧૦

### પદ ૧૩૭ મું-રાગ સોરઠી

(જુઓ હારમાળા, પદ ૬૪ મું, ૨-૩ કડી વચ્ચે)

તમ્યે ગુણસાગર ગોવિંદજી રે, કરી ગોકુલની પ્રતિપાલ રે;
અનાથના નાથ તમે બરદ કહાવો, અમ દીન તણા દયાલ. ૩
બહુ દિન વિજોગે રહી ગયાં રે, કહીં નવ્ય પામ્યાં ઠામ રે;
તમ વિના જીવન રહી શકે રે નહીં, મારી સેજે સુખવિશ્રામ રે. ૪

### પદ ૧૩૮ મું-રાગ બિલાવલ

મુખ ન બોલે મહાલંડિયો, જૂઠડો જદુનાથ;
ધુતારો ધરણીધરો, ન મૂકે અટકની વાત. ૧
ગોકુલમાં થયો ગોવાળિયો, નવનીતનો ચોર;
ભક્તઆધીન સદાયનો, જૂઠાં પ્રાસ્યાં બોર. ૨
પેટ ભરયું પર-ઘેર રહી, ગુજરીને ધ્યાન;
નરસીંહાને હાર આપતાં વાધ્યું અભિમાન. ૩

### પદ ૧૩૯ મું-રાગ સોરઠ

(જુઓ હારમાળા, પદ ૬૯ મું, કડી ૩ જી થી)

### પદ ૧૪૦ મું-રાગ સોરઠો

(જુઓ હારમાળા, પદ ૭૦ મું)

### પદ ૧૪૧ મું-રાગ ધનાશ્રી

(જુઓ અને સરખાવો પરિ. ૮-પદ ૮૯ની પાદટીપમાં પદ ૯૦ મું).
સખી જ્યારે હરખ જ પામી, ત્યારે રીઝ્યા સારંગપાણીજી.
શ્રીમુખ વચન હસી હસી બોલ્યા, ધન ધન વૈષ્ણવ વાણીજી. ૧
કુંવરબાઇ કેહે કર જોડી, સાંભલો માહારા તાતજી;
દામોદરરાયજીને વહાલો છે કેદારો, માનો અમારી વાતજી. ૨
ગિરિવરધારી કુંજબિહારી તે સાથે છે હેતજી;
દામોદરરાયજીને પ્રીત્ય બંધાણી, રાગ કેદારાનો હેતજી. ૩

હારને વાર ચે, બાર નાની નો,
શુ કહુ નંદના વારેવારે ૨
વાત સાંભળ હરિ, કર્મ ફૂર્યાં મરી,
મેહત્ય મોટમ પડી જો વિચારી
ચીર ચોરીને તું કદંબ બેઠા ચડી,
નમ જોઇ નારી શી શુદ્ધિ તાહારી ૩
આપણી પ્રીત્ય તે આપણે બેઉ જાણિયે,
ગજની પ્રીત્ય તે શિર સાટે,
આપ્યની હાર, હવે નહિ પ્રગટ કરુ,
જે કર્મ કીધાં વૃંદાવનની વાટે. ૪
કલિજુગમાહિ પ્રતીત રેહ નહિ હરિ,
એમ કરતા ત્યારે કોણ ધારી,
ભણે નરસૈંયો, હરે હનુઓ પડયો,
તાહેરા ગુણના કોણ ગાશે ? ભોંડનો ૫

પદ ૧૨૪ મુ રાગ સિંધૂડો
(જુઓ હારસમેના પદ પદ ૨૧ મુ)

પદ ૧૨૫ મુ-રાગ રામગ્રી

શ્રીરાધિકા સુંદરી મનન સોહામણી, વીડના બલ અભેદાન માગ્યુ,
ક્ષણ એક બાથથી હાથ અલગો કરો, મન્ય મમ નાથને પાયે લાગુ ૧
અબધ તે બાંધિયો, અજિત તે જીતિયો, સામલા તન બહુ હેત કરતી,
ચાલ તાહારો ધરમાં ગહુ દીઠિયો સમુન્તનવા હીંડે આખ્ય ભરતી ૨
પુરુષને પુરુષનો સ્નેહ શા કામનો, નારય પુરુષનો પ્રેમ રૂડો
જેહ તણી માયામાં જગત સહુ વહી જયુ તે હરિ રાધિકા સંગ ખૂંચ્યો ૩
છોડય આંચલ, અતિ ગર્વ નવ્ય કીજિયે ભારી મહ કાર જોતાંરે જોતા,
ભણે નરસૈંયો તુ મૂકય મમ નાથને, નીસરશે કાન્હ કોમી પોતાં ૪

પદ ૧૨૬ થી ૧૩૦-રાગ સિંધૂડો
(જુઓ પરિ, ૯-પદ ૨૮-૩૨)

પદ ૧૩૧ મું-રાગ સિંધૂડો
( જુઓ પરિ. ૯-પદ ૩૪ મું )

પદ ૧૩૨ મું-રાગ મેવાડો

મેહેતાજી દુભાયે રે, શ્રી દામોદરરાયેજી,
અમો છું જનમ તોરી દાસ;
ઘણી કીધી રે, લાડ લડાવિયાં,
અમને છેજી તમારી રે આસ. ૧
નરસૈંયાને રે, મંડલિક મારશે,
તમ્યે પોઢયા રાધાજીને ઘેરય;
ગોપીવૃંદ સાથે રે, ઘણું રંગે રમો,
તમારા શંકની શી પેર;
પ્રીત્યડીના બાંધ્યા રે, ઘેર પધારજો,
આવોજી રમિયે રંગવિલાસ;
મોગરાની માલા રે, લેતા આવજો,
પૂરો મજ અબલા કેરી આસ. ૩
બ્રહ્માંડ ભટકીને રે, અમ્યો ભૂલાં પડયાં,
પામ્યા શ્રીગોકુલમાંહે ઠામ;
નરસૈંયાને સાથે રે, હૈ રહ્યા રૂસણું,
એમ નહિ સરે કાહાનજી કામ. ૪
વૃંદાવનમાં રે, લાડ લડાવિયાં,
તે ક્યમ વિસારયાં રે આજ;
રૂડાં સાથે રે, પ્રભુજી રૂડિયે,
રાખોની મેહેતાજીની લાજ. ૫
દીન જાણીને રે, પ્રભુજી દયા કરો,
મંડલિક મુકાવોની માન;
રતનબાઇની વીનતી સાંભલો,
આવીને સામલા કરજો સાન. ૬

મેહેતાજી મન સ્થિર કરી રાખો, નહીં મૂકે નાથ તમારોજી,
દામોદરરાયજીને ઘણો વહાલો છે, ગાવો રાગ કેદારોજી ૪
મેહેતાજી કેહ પુત્રી માહારી, - દેવાળિયા કેહેવાઇયેજી,
નાદ રૂપિયે ઘરેણે મૂક્યો, તે કેદારો કયમ ગાઇયેજી ૫
ધરણીધર મેહેતાને મંદિર, ખત નખીને આપ્યુંજી
વ્યાજ સહિત ધન આપ્યા વિના ગાઉં તો જિહ્વા કાપુંજી ' ૬
એવી અટક સાંભળી મેહેતાજીની, સમરથ સારંગપાણીજી,
કેદારો મકાવાને ચાલ્યા, પ્રીત પુરાતન જાણીજી ૭

પદ ૧૪૨ મું—રાગ કાલેરો

( સરખાવો હારમાળા, પદ ૭૨ મું પરિ ૮—પદ ૯૧ મું )

કેદારો મુકાવા ચાલ્યો માહારો વાહાલો, ભક્તવત્સલ ભગવાન સ્વરૂપ,
ધરણીધર નાગરને મંદિર લેઇ આલ્યા મેહેતાજીનું રૂપ ૧
ધન આપી ખત માગી લીધું મેહેતાનો મહિમા વધાર્યો બહુ,
વરણીધર મેહતાના ઘરમાં, એક અપંગની હતી વહુ ૨
તેહને બેની વેવી કહી મહુ બોલાવે, ત્યાંહાં પધાર્યા શ્રીભગવાન,
પુસ્તક હાથ મૂકીને ઉઠાડી, તેહનું રૂપ કીધું લક્ષ્મી-સમાન. ૩
એક રથ બે મારગ ખીધાં, શ્રીહરિ આવ્યા જુનાગઢમાંય,
મેહેતાને ખોલે ખત નાખ્યું અંતરીક્ષ રહીને વૈકુંઠરાય. ૪
તે શ્રીપાતે સર્વે દીઠું, જે મંડલિક પાસ માગ્યું માન,
નરસૈંયો ઈશ્વરનો સેવક, કહું કરે, મેહેલો રાગન ૫
અન્યોઅન્ય સહુ વાત કરે છે, જે ખત આપ્યું દામોદરરાય,
નરસૈંયાને ઘેર મોકલો, નહીંતો જાશે આપણો મહિમાય ૬
કુંતનાજેથી તતક્ષણ આવો, મેહેતા ધરણીધર કેહે, સાભલ રાય,
હરિના જન હરિસરખા જાણો મેહેતાજીને લાગો પાય. ૭

પદ ૧૪૩ મું ગજ કેદારો

દેવા તું સમો ગૃહસ્થ મે નદિઠો નવ્ય નિરખિયો,
પ્રગટ લક્ષ્મી સહિત વ્યાજ આપ્યું,

આપે આપદધરા અંગ રક્ષાકરા,
સેહેજમાં ભક્તનાં કષ્ટ કાપ્યાં. ૧
વણિકનું લેખું ધરવું, ઋણપત્ર કર ગ્રહ્યું,
મુને ભક્તવત્સલ સુણી પ્રેમ વાધે;
અમને અનુગ્રહે કરી આપ ગયા વપુ ધરી,
કપટ કાલા વિના કોણ સાધે. ૨
એમ કહી અલાપ કીધો વલી,
અંગોઅંગે અતુલ પ્રેમ યોગી;
કપટ છૂટતાં સકલ અંગ તાલાં સહી,
નરસૈંયાનો સ્વામી મલે રે ભોગી. ૩

પદ ૧૪૪ મું-રાગ સારંગ

(જુઓ પરિ. ૮-પદ ૯૨ મું)

પદ ૧૪૫ મું-રાગ મેવાડો

(જુઓ હારમાળા, પદ ૬૬ મું)

પદ ૧૪૬ મું-રાગ આશાવરી

સભામાં સભાપતિ ઊચરે, નરસૈંયા અવિધાર રે;
લંપટપણું તું મૂકી દેને, નહીં આપે તુને હાર રે. ૧
નાગરા તાહારી જુગત્ય અમો જાણી, એમ ઊચરે શ્રીપાત રે;
ભીમડો વાણી એણી પેરે બોલ્યો, જાઓ જાણી તમારા નાથ રે. ૨
(અહીંથી સરખાવો પરિ. ૮-પદ ૯૨ ની પાદટીપમાં પદ ૯૪ મું)
મેહેતાજીને પ્રલંબ કહે છે, તમ્યો જાઓ તમારે ઘેર રે;
તમ્યો બ્રાહ્મણ ને અમ્યો છું ક્ષત્રી, શાને કીજે વેર રે. ૩
મંડલિક કેહે છે નરસૈંયાને, તમો જાઓ તમારે ઘેર રે;
ત્યારે રામાનંદ સ્વામી એણી પેરે બોલ્યા, જુઓ સંસારની પેર રે. ૪
ખત આપ્યું દામોદરરાયે, મેહેતોજી થયા સાવધાન રે;
સર્વ મલીને પ્રીછવે છે, દે મેહેતાજીને માન રે. ૫

જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રંથ પૂરા કર્યો,
ભક્તિનો મારગ સૂધો દેખાડ્યો. ૨

પ્રેતને મુક્તિ તે પ્રાણવલ્લભ સદા,
હેતના જીવ તે હેતે ન છૂટે;
જનમ જનમ ગુણ ગાઉં જે હું તાહેરા,
વાહાલાનાં વાહાલા તે હાર છૂટે. ૩

માગીને મુક્તિ આપી ઘણા દૈત્યને,
જ્ઞાન વૈરાગ જ મુન્ય જોગી,
પ્રેમની વાત તે ગોપ ને ગોપિકા,
અવર જાણશે કોઈ ભક્ત ભોગી ૪

મે ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરુઆ તણો,
અવર માર્ગે કોઈ મન ન આવે,
નરસૈંયો જાચે છે તાહેરા પ્રેમને,
જતિ સતીને સ્વપ્ને ન આવે. ૫

પદ ૧૫૫ મું-રાગ કેદારો

( જુઓ પરિ. ૯-પદ ૩૯ મું )

પદ ૧૫૬ મું-રાગ કેદારો

તાહારા દાસના દાસની નિત્ય સેવા વિના, ભ્રષ્ટ થાયે સુન્દર મન મારું;
દુષ્ટની સંગતે દુષ્ટ બુદ્ધિ કરે, શ્રવણ કીર્તન નવ્ય થાયે તારું. ૧
વિષપાન પેના દુરિજન દાહિલા મગ ઢગ તેનુ તેજ હરશે;
હરિકથા વેગળા નેહની મનન્યે જનમ કોડાણાની કોડય વરુગે ૨
અમૃતની ઓપમા આકુને નવ ઘટે, ગહુની દુષ્ટતા ન જાઈ તેણે;
પ્રહલાદે નાન્દે નાર્ન્દ્રનાદ કરી, વશ કર્યો વૈકુંઠનાથ તેણે. ૩
ચતુર્ધા મુક્તિ તે જોઈ ભુક્તે હરી, તેહને નાહેરા નવ્ય રાચે,
બેહુ કર જોડીને નરસૈંયો વીનવે, જનમજનમ તોરી ભક્તિ જાચે. ૪

પદ ૧૫૭ મું-રાગ બિહાગડો

( જુઓ પરિ ૯-પદ ૪૦ મું )

પદ ૧૫૮ મુ—રાગ કેદારો

( જુઓ પરિ. ૮—પદ ૧૩૩ મુ )

પદ ૧૫૯ મુ—રાગ સિંધૂડા

મોગલ ભાગિરે રાય દામોદરા રાયમંડલિક મદમરચ્યો ઊચગ,
નરસૈંયા નાગરની રે સેવા ૧
ભક્તપાવક દયાલ તું શામળા, નાગરા સાથે નવ દેહ દાખો,
સાર સેવક તણી શીઘ્ર થૈ કીજિયે, પૂરવની પ્રીત્ય તમ્યો માન્ય રાખો ૨
જો માહારે નરહરિ નામ તુલ્યાવિસે તોપતિતપાવન તમે બિરદ કાહાવો,
આહ ચકી ગજને, મુકાવિયો જઇ ચડી ત્યમ નરસૈંયા નાગરને મુકાવો ૩

પદ ૧૬૦ મુ—રાગ કેદારો

( જુઓ પરિ ૮—પદ ૪૧ મુ )

પદ ૧૬૧ મુ—રાગ પંચમ

હલ્યા કાં નથી બોલતો શામળા શ્રીહરિ
આવડા શા આમના માન રાખો,
કોટિ બ્રહ્માંડપતિ બાંહ તુજ બહુ બના,
આજ મુને હાથથી ક્યમ નાખો ૧
ગજ ઊગારિયો, ગ્રાહને તારિયો,
મારિયો રાવણ વિરૂપ,
હવા રાંક તું હારિયો કોણે તુજ વારિયો,
કોણ નારિના મરડિયો તુજ રૂપ ૨
હલ્યા મ કર તું મરડકો, ફોગટ શો ફરડકો,
ભરખિયે અગણ શીસ વાહાના
નરસૈંયા વિના કોણ જીભે સામવા
નઠોર ન થૈયે રે નહલારા ૩

પદ ૧૬૨ મુ—રાગ કાલેરો

( જુઓ પરિ. ૮—પદ ૧૩૦ મુ )

પદ ૧૬૩ મું-રાગ પરજિયો
( જુઓ હારમાળા, પદ ૬૮ મુ )
પદ ૧૬૪ મુ-રાગ કેદારો
( જુઓ પરિ. ૮-પદ ૧૩૨ મુ )
પદ ૧૬૫ મુ-રાગ પંચમ
( જુઓ પરિ. ૮-પદ ૧૩૭ મુ )
પદ ૧૬૬ મું-રાગ કેદારો
( જુઓ પરિ. ૮-પદ ૧૩૮ મુ )
પદ ૧૬૭ મું-રાગ કેદારો
( સરખાવો પરિ. ૮-પદ ૧૩૬ મુ )

ખત વાંચીને હુ તો મૂંઝાણો, તો તમને ચડી છે રીસ રે;
આવો આલિંગન દીજે માહારા વાલા, તાહારે હસિયા ઘી જુગદીશ રે. ૧
અમારે અંતર કિશો રે ભાઈ, હું દાસ તણો છુ દાસ રે,
આંગલી મુખ ધરી નરસૈંયે, ત્યારે વાહારે ચડયા અવિનાશ રે. ૨

પદ ૧૬૮ મું-રાગ વસંત
( જુઓ પરિ. ૮-પદ ૧૪૧ મુ )
પદ ૧૬૯ મું-રાગ બિભાસ
( જુઓ હારમાળા, પદ ૭૬ મુ )
પદ ૧૭૦ મું-રાગ આશાવરી
( જુઓ હારમાળા, પદ ૫૭ મુ, ને પરિ ૮-પદ ૧૪૮ મુ )
રાગ રાગણી તાન વજાડે, મોરલી મુખ ગોપાલજી,
જે જે હરિ કરે નરસીંહો, ભક્તવત્સલ-પ્રતિપાલજી ૧૩

પદ ૧૭૧ મુ-રાગ ધનાશ્રી
( જુઓ પરિ. ૮-પદ ૧૪૩ મુ )
પદ ૧૭૨ મુ-રાગ કાલેરો
( જુઓ હારમાળા, પદ ૭૮ મુ )

## પદ ૧૮૫ મું-રાગ આશાવરી

એક વાર સામું જુઓ માહારા વાંલા,
માહારા તનનો તે તાપ સહુ જાયે રે;
તમાહારે નેહ્યું અમી ઝરે છે,
માહારી નવપલ્લવ દેહી થાયે રે. ૧
તમારી કિરપા વિના સુખ નોહે,
બીજા કીજે તે અનેક ઉપાયે રે;
હરિ વિના સુખ સરવે કાચું,
સમજી સો મનમાંહે રે. ૨
દુર્લભ જન્મ એ મનુશા દેહ પાન્યો,
વલી અવનીતલ અવતાર રે;
ક્રિપા કરી તમે નરસૈંયાને,
ઉતાર્યો ભવ પાર રે. ॥ એક ॥ ૩

### પદ ૧૮૬ મુ-રાગ આશાવરી
(જુઓ પરિ ૮-પદ ૧૪૬ મુ)

### પદ ૧૮૭ મું-રાગ બિભાસ
(જુઓ પરિ. ૯-પદ ૪૮ મુ)

### પદ ૧૮૮ મુ-રાગ બિભાસ
(જુઓ પરિ. ૮-પદ ૧૫૨ મુ)

### પદ ૧૮૯ મુ-રાગ બિભાસ
(જુઓ પરિ. ૮-પદ ૧૫૬ મુ)

### પદ ૧૯૦ મું-રાગ રામગ્રી
(જુઓ પરિ. ૯-પદ ૪૯ મુ)

### પદ ૧૯૧ મું-રાગ આશાવરી
(જુઓ પરિ. ૯-પદ ૫૦ મું)

## પદ ૧૯૨ મું–રાગ આશાવરી

દાસ નહિ જાદા વૈષ્ણવ કેરા
તાંહાં નર વશિગે વાસડિયા,
માસોમાસ હરિસમરણ વિના,
ધમણ તણી જેમ સાસડિયા
ઉભનડી જપમાળી ન કરે
તે ઉભડી નહિ માસડિયા
જનમ તેહેનો નહિ લેખામાં,
ન કહેવાયાં હરિના રસિયા
મોહનજીની માયા પાખી,
અવર માયા જમ-ફાંસડિયા,
ભણે નરસૈંયો ભારે મારી
માનકી દશ માનડિયા

## પદ ૧૯૩ મું–રાગ પંચમ

કૃષ્ણકીર્તન વિના નર સદા સૂતકી,
વપન કીધે નર શુદ્ધ ન થાયે,
કોટિ તીરથ જાહા ચરણસેવા કરે,
હરિ તણા દાસ જેહેને ગાયે ૧
પ્રગટ પુરુષોત્તમ નવલ રંગે તજી
અન્ય મારગશું મન મોહે,
કોટ કલ્યાણ ને કામધેન પરહરી,
મહી વિના ગૂઅરનું દૂધ દોહે ૨
રાજ જોગી જય જાગે જેહેનો સદા,
નારદ નામ મુખથી ન મૂકે
તે પ્રભ ભરૂચાડાને દ્વાર ભેળો,
રુદ્ર સદ્ધિકમુખ જેવાને ચૂકે ૩

અજ ઇંદ્ર સકલ જેહને સ્વપ્ને દેખે નહીં,
નેતિ નેતિ કહી નિગમ વામે;
તે નરસૈયો રંક ગુણ ગાઇને રીઝવે,
શેષ સહસ્ત્ર મુખે પાર ન પામે. ૪

### પદ ૧૯૪ મું-રાગ આશાવરી

હરિના નામ વિના નર સદા સૂતકી
તેહને આભડવા અધિકાર નહીં.
કૃષ્ણ મૂકીને અવર ઉપાસે,
ધિક્ધિક્ અવતાર તેહેનો સહી. ૧
હરિગુણ ગાતો ને રેહે રંગ રાતો,
કરતો તે પ્રભુજીનું ગાન રે;
સદા સોહાગી સામળિયો,
તેહનું નિશદિન ધરતો ધ્યાન રે. ૨
જપ તપ તીરથ કોટય કરે પણ,
નાવે હરિ નામ તોલે રે;
ભણે નરસૈંયો, ધન આ દેહને,
શ્રીકૃષ્ણ કૃષ્ણ મુખ બોલે રે. ૩

### પદ ૧૯૫ મું-રાગ આશાવરી

જે કુલ હરિજીની ભક્તિ ન સાધી, તે અપરાધી જીવ કેશા;
ભૂતલ ભાર વેહે સવિ સરખા, જીવતડા નરકે વસ્યા. ૧
ધન રે તેહેનું રાખ્ય રેણયકા, જેઆં મંદિર છે રે મસાણ;
ચરણકમલશું ચિત્ત ન જોડ્યું, ઘડાઉ તેનો ધમણસમાન. ૨
માતા તેહની વાંઝણી સરજી, પિતા નપુંસકજનપ્રમાણ;
ભણે નરસૈંયો પામર પડશે, કુંભીપાક તે નરકે નિરવાણ્ય. ૩

### પદ ૧૯૬ મું-રાગ આશાવરી

શે રે ચકાવું પાડ માહારા વાહાલાજીનો,
મનુષ્ય જનમ જેણે આપ્યો રે;

કુલને તજિયે, કુટુંબને તજિયે, તજિયે મા ને બાપ રે;
ભગની સુત દારાને તજિયે, જેમ તજે કંચુકી સાપ રે. ૨
પ્રથમ પિતા તજ્યો પ્રહલાદે, નવ્ય તજિયું નિજ નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ્ય તજિયા શ્રીરામ રે. ૩
ઋષિપત્નીએ શ્રીહરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેહેમાં તેહનું કાંઇયે ન ગયું, પામી પદારથ ચાર રે. ૪
વ્રજવિનતા વીઠલને કાજે, સર્વ તજી વન ચાલ્યાં રે;
ભણે નરસૈયો વૃંદાવનમાં શ્રી કૃષ્ણજીને સંગે માહાલ્યાં રે. ૫

### પદ ૨૦૪ મું—રાગ લલિત

(જુઓ પરિ ૯—પદ ૫૬ મુ)

### પદ ૨૦૫ મું—રાગ બિભાસ

(જુઓ પરિ ૯—પદ ૫૭ મુ)

### પદ ૨૦૬ ઠું—રાગ દેશાખ

(જુઓ પરિ. ૪—પદ ૨ જું)

### પદ ૨૦૭ મું—રાગ આશાવરી

(જુઓ પરિ. ૯—પદ ૮૩ મુ)

### પદ ૨૦૮ મું—રાગ દેશાખ

(સરખાવો પરિ. ૮—પાદટીપનુ પદ ૧૫૫—૧ કડી માત્ર)

હરખ્યા લોક નગરના વાસી, ધનધન વૈષ્ણવ અવતાર રે;
સોરઠ સરવે ચરણે લાગ્યુ, મોહી ગયાં નરનાર રે. ૧
સર્વ સભાએ શીખ જ આપી, મેહેતાજીને મંદિર પધારો રે.
વલી પધારી રામજી ચરણે લાગો, મર્મ ન જાણ્યો તમારો રે. ૨
રામાનંદ દ્વારકાં પધારયા, કહી વૈષ્ણવ—મહિમાયે રે;
જે વૈષ્ણવશું વેર કરે, તે નિશ્ચે નરકે પડાયે રે ૩
મેહેતાજી સખિયોને કેહે છે, સર્વ મલી કરો ગાન રે;
રાયે શીખ જ આપી મેહેતાજીને, નમ્યા સર્વ પરધાન રે. ૪

નોંધ—પદ ૨૦૯ તથા પદ ૨૧૦ના આંક નથી, પરંતુ ૩૮ આંકનાં પદ ત્રણ છે, એટલે સરવાળો સરખો થઇ જાય છે.

પદ ૨૧૧ મું–રાગ દેશાખ
(જુઓ પરિ. ૮–પદ ૧૫૪ મું)

પદ ૨૧૨ મુ–રાગ આશાવરી
(જુઓ પરિ. ૮–પદ ૧૫૫ મુ)

પદ ૨૧૩ મું–રાગ આશાવરી
(જુઓ પરિ. ૯–પદ ૧૦ મુ)

પદ ૨૧૪ મું–રાગ માલવ

મન માન્યુ સામળિયા સાથે, વશ કીધાં નહિણાં નિશાન રે;
બોલ્યું ન ગમે બીજા કોહીનુ, કામણ કીધાં કાહાને રે. ૧
ઘંટા વાજે ને જેમ વીધાયે, મૃગનાદ સાંભલી કાને રે;
ત્યમ વીધાયું મન મોરે, ગિરધરિયાને ગાને રે. ૨
જેહેને જે રાગ હોયે તે દુર્લભ, તે રીઝે તેહેને તાને રે;
નરસૈંયો રીઝે-રંગ ભીજે, હરિરસ અમૃતપાને રે. ૩

પદ ૨૧૫ મું–રાગ માલવ

આંખ્ય અણિઆલી સૌકો આંજે, લેખામાં કાંઈ વેહેરો રે;
જ્યાંહાં લગી પિઉડો હશી ન બોલાવ્યો, આભૂષણ સરવે હેરો રે. ૧
મોલ્યો મચકે મોહન નવ્ય રીઝે, હૃદયા ભીતર જોઇ રે;
આવલ કેરાં પુષ્પ અનોપમ, શીસ ન ધરે કોઇ રે. ૨
પ્રીત્ય વિના પુરુષોત્તમ નાવે, પ્રેમ વિના નવ્ય રાચે રે;
ભણે નરસૈંયો અમૃત રસ ઢોળ્યો, ભરી લેવો ઘટ કાચે રે. ૩

પદ ૨૧૬ મું–રાગ આશાવરી
(સરખાવો હારમાળા, પદ ૮૧ મું; અને જુઓ પરિ. ૮ પદ–૧૫૯ મું)

સંવત પંનર બારોતરો, ચૈત્ર સુદ સપ્તમી સોમવાર રે.
અતિ આણંદે માલા ગાઇ, નરસૈંયો ઉતારયો પાર રે. ૧

નૈઋત ને વ્યતિપાત, એકાદશી, વૈષ્ણવ-મુખ સુણાયે રે;
અગમ અગોચર તેહેનાં પાતિક, હેલામાં સરવ જાયે રે. ૨
જે જન સાંભલે ભાવ ધરીને, તે નરનારી નારકી ન થાયે રે;
ભણે નરસૈંયો હરિપદ પામે, ગરુડ ચઢીને વૈકુંઠ જાયે રે. ૩

## પદ ૨૧૭ મું–રાગ રામકલી

આજ માહારાં નૈણાં સફલ થયાં, જોયા નાથને નિરખી;
સુંદર વદન નિહાલીને, હૈડામાં હરખી. ૧
વાહાલોજી માહારા વેહેવારિયા, જાવા કયમ દીજે;
હાથેથી હરિ નવ્ય મૂકિયે, અંતરગત્ય રીઝે. ૨
ધન્ય ધન્ય જમુનાત્રટ તે, ધન્ય વ્રજનો વાસ;
ધન્ય ધન્ય ભાગ્ય એ ભોમિનાં, વાહાલો રમતા રાસ. ૩
જે રે હતુ મારા મનમાં, તે વાહાલાજીએ કીધું.
અંતર પ્રભુજી પધારીને, આલિંગન દીધુ. ૪
વિરંચિ દેવ મોટા મુનિ, તેહેને ધ્યાને ન આવે,
પૂરણ ભાગ્ય વ્રજનારનાં, વાહાલો લાડ લડાવે. ૫
અંતરિક્ષથી ઇંદ્ર સહિત, સરવે જોવાને આવે;
પુષ્પવૃષ્ટિ કરે દેવતા, નરસૈયો વધાવે. ૬

પદ ,૨૧૭। ઇતિ શ્રી મેહેતાજીની હારમાલા સમાપ્ત ॥ ॥ શ્રીરસ્તુ ॥
સંવત ૧૮૭૩ ના વર્ષે કાર્તિક માસ કૃષ્ણ પક્ષે પ્રતીપદ ભોમવાસરે લીખિતં નાગરગ્નાતી વડનગરા ત્રા. ઈછારાંમ વેણીરાંમ. શ્રી પટલાદ મધે લખુ છે આ ચોપડી દવે ઇશ્વર રાંમદાસજીની છે. જે વાંચે તેહેને જેશ્રીકૃષ્ણ. શ્રીસદાશિવાય નમ :

પંડિતને જઈ પાગે નમિયો, આગ્યું રાજાની ભ્રાંત રે:
શ્રીપાત કર્યા સૌ વેગલા, રાજાને બેસાર્યો એકાંત રે.' ૮
રીસ કરો જો રાયજી, નહીં સરે તમારું કામ રે;
પરમારથ માટે પ્રીછજું, કેવલસુંદર મારું નામ રે. ૯

પદ ૧૭૫ મું-રાગ ધનાશ્રી

કેવલસુંદર બોલિયા રે, મારી વાત હૃદયે માન જી;
પૂર્વે નીપજી છે વારતા, તે સાંભલ તારે કાન જી. ૧
સહસાર્જુન કોપિયો રે, લેવા જમદગ્નિની ગાય જી;
સહસ ભુજ ઊતારિયા, કોપ્યા ફરશુરામ જી. ૨
નરગોખ રાજા આપતો અનેક ગાય કેરાં દાન જી;
વિપ્ર મરદાને રુદન સારુ, તે સાંભલ તારે કાન જી. ૩
તે કર્મે કાંચીડો થયો, નિશ્ચ અંધારી કૂપ જી;
એક સહસ વરસ ભોગવ્યાં. તું સાંભલ ભૂર ભૂપ જી. ૪
ધ્યાન ધર્યું ધરણીધરનું ત્યારે, હરિએ સાંભલ્યું કાન જી;
બલદેવ ને કૃષ્ણ તાંહાં આવિયા, ત્યારે વાલ્યુ એનું વાન જી. ૫
પુલસ્ત્યનો પુત્ર જ્યારે મારિયો, ત્યારે રામજી મોટા રાય જી;
જગન કર્યા આળ ઉતારવા, અને ચારી ગોકુલ ગાય જી ૬
જાદવ સૌએ તે શું કર્યું, જ્યાંહાં બેઠા'તા ઋષિરાય જી;
ગોદ પેટે બાંધ્યું તાંસલું, એક સુત થયો કન્યાય જી. ૭
તે તો પ્રશ્ન ગયા પૂછવા, તમે સાંભલો ઋષિરાય જી;
એ કન્યા શું પ્રસવશે, તેનો કોહો મહિમાય જી. ૮
એ કન્યા જ્યારે પ્રસવશે, ત્યારે નહિ થાય તમારો જેય જી,
લોહકડામાં જે અવતરે, તે તો કરશે જાદવનો ખેય જી. ૯
તે જાદવે જઈને કહ્યું, સમજાવી સ્યામને કાન જી;
તે સાગર માંહિ ઘસાવી દો, તેની આવે ઊગી પાન જી. ૧૦
જ્ઞાન વિના શુ ગેહેલો ફરે, કાં ભૂર થયો ભૂપાલ જી;
વૈષ્ણવજનશું દ્વેષ કરે છે, તુને રૂડા શ્રીગોપાલ જી. ૧૧

કેવલસુંદર કેહે રાયજી, નવ લેશો નરસૈયાનું નામ જી,
જો પ્રીતશુ પાયે લાગશો, ત્યારે સરશે તમારુ કામ જી. ૧૧

(૪)
## પદ ૧૦૬ ઠું–રાગ ધનાશ્રી

આતમબોધ આપિયે રાયજી, અને રખે ચડાવો રીસ રે,
જનકે જે શુકદેવ સમજાવિયો, ત્યારે વચન ચડાવ્યુ શીસ રે. ૧
અમ્યો સાચુ બોલીશુ ત્યારે તમને લાગશે દુખ રે,
તારી માતા નિર્મલ નાર છે, જોયુ અસુરનુ મુખ રે ૨
તે પટ લાગ્યો છે પેટમા, તેણે બુદ્ધિ થઈ છે ભ્રષ્ટ રે,
તે અજ્ઞાને અજાઈ રહ્યો, માટે મેહેતાજીને દીધુ કષ્ટ રે ૩
તારો સગ ના કરવો સુતકી, મુખ જોયે પાપી થાય રે,
રાજકુલ રળિયામણું, એમાં આવો ના જોઈયે રાય રે. ૪
અલ્યા ચદ્ર સૂરજ રળિયામણા, અલ્યા જનહલતાં એનાં રૂપ રે,
એને પટ લાગ્યો જો રાહુનો, પ્રકાશ અંધારું રૂપ રે. ૫
અલ્યા તારામડલ રળિયામણુ, અને નવલખ જાકજમાલ રે,
તેને પટ લાગ્યો વાદલ તણો, ત્યારે રાત અંધારી કાલ રે ૬
અલ્યા જલ તે જો બ્રહ્મરૂપ છે, જેણે બધાણો દેહ રે,
તેને પટ લાગ્યો જો લીલનો, તે તો તેનો તોડે સ્નેહ રે. ૭
અલ્યા કચન કુલ રળિયામણુ, એને મોહનુ પીલુ વદન રે,
તેને પટ લાગ્યો જો સાહીનો, તે કેવુ શોભે રાજન રે ૮
અલ્યા અતરના સૌ ઊજલું, ઊપર એવા ડાઘ રે,
સન્યાસી કરો સૌ વેગના તો જ્ઞાનનો ફાવે લાગ રે. ૯
રાજા, કર્યું મારુ કરજો, તો સગત શ્રીપાતની મેનો રે,
મેહેતાજીને ઘેર મોકલો તો વાધે પુત્રની વેનો રે. ૧૦
જ્ઞાન સાંભળી રાય ગરવો થયો, અને બેઠો હલાવે શીસ રે,
પડિતના પુત્રને જઈ પાસે નમિયો, અને મનથી ઊતારી રીસ રે ૧૧
નિર્મલ મન થયુ રાય કેરુ, હઈડેથી ઉતાર્યો રોષ રે,
સોરઠ સૌ જૂઠુ મલ્યુ છે, મેહેતાજીને ચડાનો દોષ રે ૧૨

કેવલસુંદરે રાજા રીઝવ્યા ને ગયો રાવલ જાંહ રે;
પંડિતનો પુત્ર તાંહાં આવ્યો, જાંહાં મેહેતાજી મંડપમાંહ રે. ૧૩

(૫) પદ ૧૦૭ મું–રાગ ધનાશ્રી

પંડિતસુત જ્યારે બોલિયો, તમ્યો સાંભલો મેહેતાજી સાર રે;
હરખભર્યા હરિ ભજો, તમારી કરશે દામોદર વાહાર રે. ૧
ઉદયાચલ જ્યારે ઊગશે, તમને આપશે દામોદર હાર રે;
રાગ કેદારાની આંટી પડી છે, તેમેં લગાડી છે વાર રે. ૨
હરિ હાર જ્યારે આપશે ત્યારે અરણો પામશે અસ્ત રે;
ત્યાં સુધી સૌ થભી રહ્યું, રવિચંદ્ર તારામંડલ સમસ્ત રે. ૩
હરિ તમારે હેતે હસ્યા છે, બીજું વાહાલું નથી સમસ્ત રે;
તેના મંડપ વાસે ફરે, જ્યમ ગાય વલૂંધ્યું વચ્છ રે. ૪
મેહેતા જ્યમ હાલરની લાકડી, તે તો અહીને રાખે ચરણ રે;
હરિજન હરિ નહિ જૂજવા, એમ રાખે પોતાને શરણ રે. ૫
મેહેતા છીપમેં મોતી બે નીપજે, નર માદા તેનું નામ રે;
મોતીએમેં પડ્યાં વજોગિયાં, પણ નિશાએ ઠામનાં ઠામ રે. ૬
મેહેતા કપૂર મરીનો સંગ છે તે તો ઊડી નવ જાય રે;
ત્યમ હરિજન પાસે હરિ રેહે, જો પૂરો હરિજન થાય રે. ૭
મેહેતા પુષ્પ પીમલ બેઉ એક છે, તેનુ જૂજવુ પાડ્યું નામ રે;
ત્યમ હરિ હરિજન એક છે, હરિજન હરિનુ ધામ રે. ૮
જ્યમ નીર સીંચે પોયણાને, એવાં હરિ દાખવે ચિહ્ન રે;
ત્યમ હરિ વિના હરિજન જીવે નહીં, જ્યમ જલ વછોહ્યું મીન રે ૯
જ્યમ પેંપાન કરાવે પારણે, માતા ઉછેરે બાલ રે;
ત્યમ હરિજનને હરિ જાલવે, કરી લે પોતાનો જાણી સંભાલ રે. ૧૦
જ્યમ લોહા ચમકનો સંગ છે, તે તો દોડે ભેલાં થાય રે;
ત્યમ દોહલું પડે જ્યારે દાસને, ત્યારે હરિ હરિજન ભેળો થાય રે ૧૧
મેહેતા મન વિચારિયે, જ્યમ પે–પાન ભેલુ તૂપ રે,
ત્યમ હરિજન હરિ નહિ જૂજવા, એ બેનું એક જ રૂપ રે. ૧૨

કેવલસુંદર બોલિયો, મહેતા મેની ન રાખશો બીક રે,
હરિ હાર લેઈ ઊભા રહ્યા, માગે હાર કેદારાની ભીખ રે ૧૩

(૬)                     પદ ૧૦૮ મુ–રાગ ધનાશ્રી

પંડિતસુતની કથા સાંભળી રાય, અને માતાને સુત પૂછવા જાય. ૧
માતાજી નવ કરશો રીસ, જઈ ચરણે નમાવ્યુ શીસ. ૨
માતાજી નવ કરશો ક્રોધ, કવણ વડો હું પવિત્ર જોધ. ૩
પંડિતે મુજને દીધો છે બોધ, ભાંગો ભ્રાંત તો મટે વિરોધ. ૪
કોણ પ્રકારે શુદ્ધિ તો થઈ જ છે ભ્રષ્ટ અને મેહેતાને દીધું મેં કષ્ટ. ૫
રાજા લોકનું રૂડું અદષ્ટ, અને પવિત્ર જોઈશે માની દષ્ટ. ૬
માતાજી હાવે કહેજો ખરૂ, નહીં તો ખંજર પેટ મારીને મરુ ૭
આપો જ્ઞાનમારગ જે તરૂ, અજ્ઞાન મારૂ થાય જે પરૂ ૮
કોણ નક્ષત્રે જનમ્યો બાળ, કહઈ વ્યાપી રહ્યો છે કાળ ૯
રાજા જોઈયે પ્રજા પ્રતિપાળ, નથી સુખ કંઈ થઇ કે હાલ ૧૦
જગમે મારી નિંદા થાય, કોણ પ્રતાપે હું વડો ગાય ૧૧
ક્ષત્રી રાજા પવિત્ર જ થાય, અને બ્રાહ્મણ સાધુ જીવાડે ગાય. ૧૨
માતા વાત વિચારી કહિયે, જાય જનની ને ખોટી થઈયે ૧૩
મંડલિક કેહે જાણ્યું શું કહિયે, આતમજ્ઞાન વિચારે લહિયે ૧૪

(૭)                     પદ ૧૦૯ મુ–રાગ ધનાશ્રી

હાવે માતા કેહે મંડલિકને, તમો સાંભળો રાજન રે,
મેં તો વ્રત સરવે આચર્યાં, કરિયે નિર્મળ પુણ્ય રે. ૧
પતિવ્રત હુ પાળતી, અને જોતી સ્વામીનું મુખ રે,
જમાડીને હું જમુ, મુને નવ વેઠે ભૂખ રે ૨
ઊચાં મંદિર માળિયા, ત્યાહાં નહિ તરણિને દીપ રે,
પવન ત્યાંહા પોહોચે નહીં, અને આવી ન શકે ચોર રે ૩
નિર્મળ મન છે માહરુ હું તો સતી-શિરોમણિ નાર રે,
અગ્નિ પ્રિકાવ્યો રાયજી, તે ચાલી નીસરુ પાર રે ૪

સાચી સંભળાવું વારતા, હું તુજને કહું કુંવાર રે;
દુઃખ પડ્યાં મારી દેહને, તુંને કહેતાં ઊપજશે ભાર રે. ૫
અડધી નિશાએ રાયજી, અને ઊઠી પાડયો સાદ રે;
ચોકીમેથી ચંડાલ બોલિયો, તેનો કાન પડયો છે નાદ રે. ૬
તે પટ લાગ્યો છે અંગમાં, મારે મન ઊપનો છે ક્રોધ રે;
તે દુઃખે લાગી હું ડોલવા, તું તો સાંભળ મંડલિક જોધ રે. ૭
પંડિતસુને પ્રીછવ્યો તુંને, બેસારી એકાંત રે;
તોય મૂરખ આવ્યો પૂછવા, શું રાખી મનમાં ભ્રાંત રે. ૮
શ્રીપાત મળ્યા છે સામટા, તેણે ફેરવ્યું તારું મંન રે;
સંકટ પડશે સંભારશો, આગળ આવશે વસમા દિન રે. ૯
બળિયા થઈને રે બેઠા છો, બીડી હરિજન સાથે બાથ રે;
બ્રાહ્મણ ભક્ત ગાય પીડિયે, તો પડિયે અસુરને આથ રે. ૧૦
સંગત કરી શ્રીપાતની, જેમ ચડ્યું વટોળે પાંન રે;
મેહેતાજી સાથે લીધું છે રૂસણું, શું ગઈ છે સુધ ને સાન રે. ૧૧
સાગરમાં પેસિયે રતન શોધવા, અને કરિયે લોઢીની નાવ રે;
ભવસાગર જે ઊતરે, એવા સાધુના પૂજે પાય રે. ૧૨
તપિયો તપ કરી છૂટશે, ત્યારે રાજનને કરવું પુણ્ય રે;
માતા કહે મંડલિકને, તમે જુવો વિચારી મંન રે. ૧૩

---

[ આ પછી પરિ ૧૦ માંનાં ૧૦૧-૧૮૨ પદ છે જેમાં ૧૦૧મા પદનો આરંભ 'પંડિતસુતની કથા રે સાંભળી' એમ છે; અને પછી વધારાનાં ૩ પદઃ—]

(૮) પદ ૨૨૨ મું-રાગ ધનાશ્રી

મુકુંદ મંડલિકને સમજાવે જહાં, એટલે ભીમડો આવ્યો તાંહાં. ૧
ભીમ કહે શું સમજી રહ્યા, પંડિતને કહે શું ઉદાસી થયા. ૨
પંડિત પુત્ર ને મારી માત, એ બેઉ જાણે છે વૈષ્ણવની વાત. ૩
રાજા નહીં તમારી આકરી ગત, તેમેં સહુ રમે છે ગત. ૪

વસિયેરને કોઇ સાહાવા જાય, ઝછેઓ વસિયેર નિશ્ચે ખાય. ૫
અહ્લ્યા સિંહ સંગથી કરિયે વિરોધ, જઈ નમિયે તો મારો જોધ. ૬
ઘરા જાહાં થઈને બેઠા બુધ, જ્યમ મંજાર ને દાખ્યુ દૂધ ૭
જાહ્નવી કેરાં નિર્મળ નીર, રાખિયે વિશ્વાસ તો તાણે શરીર. ૮
અથ્યા હેમકટારી રુડિયાલી જોય, પડે પેટ તો જીવ જ ખોય. ૯
નરસૈયો નરપતિ નિર્નંદ રૂપ, કામદેવે કઈ વડાબ્યા ભૂપ ૧૦
રાજા તમારી આપ કૂડી થઇ, નગરમાથી શીખ જ ગઈ. ૧૧
રાજા નગર બાધુ થાશે ભ્રષ્ટ, રાજા પરજા પામશે કષ્ટ. ૧૨
જો હમારુ કહ્યુ નવ ધરો હઇયે, તો હમ્યો સન્યાસી કાશીએ જઇયે. ૧૩
રાજા ધરમ હમારો ખોય, નાચે રાણીઓ, તુ ભેદ જોય ૧૪
રાજા ચાનો મેહેતાજી પસ, અને નહિ તો નીપજશે વિનાશ. ૧૫
હમે છિયે સત્તર સન્યાસ, અહોનિશ જપિયે છિયે અવિનાશ. ૧૬

## (૯) પદ ૧૧૩ મું-રાગ વનાશ્રી

મુકુંદ કેહે છે મંડલિક રાય, આદ્ય પુરુષની કહું કથાય. ૧
નરશે હરિ તો દર્શન થાય નહિ તો એનો મહિમા જાય. ૨
ઇંદ્ર ગૌતમને ઘેર જ બના મંજાર કેર રૂપે થયા ૩
અહલ્યા શિલા થઈ છે આપ, એમ જા, તને શેનુ પાપ ૪
રાવણે સીતાનુ કરિયુ હરણ, છેદ્યુ મસ્તક તે પામ્યો મરણ ૫
રાજ લંકાનુ રોળાઈ ગયુ, અને હેતુ વચન શ્રીપાતે કહ્યું ૬
દુર્યોધને તાણ્યા ચીર તેણે મરાવ્યા સોએ વીર ૭
કુરક્ષેત્રમા કનહો કર્યો તે ધર્મે રાજા યુધિષ્ઠિર તર્યો. ૮
કૈચે દ્રુપદ સમી દૃષ્ટિ કરી, ત્યારે ભીમે માર્યો ઊંડી જ ભરી. ૯
કૈચાના ભાઈ દ્રુપદી સામુ જોવા ગયા ભીમે બાલ્યાને રાખોડી થયા ૧૦
ત્રણ જનેતાના ત્રણુસે માર્યા પુત્ર, ત્યારે ભીમ કેહેવાયો સપૂત. ૧૧
કામી કુઠને શેનો દોષ, રીઝ્યો રાજા શ્રીધર પંડિતને જોશ. ૧૨
સાંચી વારતા હન્યો કહિયે અને હમારા વચન રાખજો હઇયે. ૧૩

(૧૦) પદ ૨૧૪ મું-રાગ ધનાશ્રી

મુકુંદ કેહે છે એમાં નથી દોષ, કહિયે પરસંન શ્રીધરે જોશ. ૧
ભીમ કહે છે મંડલિકને, તમ્યો સાંભલો રાજંન રે;
જગડે જૂઠું બોલિયે, મોડી રહિયે પાવંન રે. ૨
અબલાની લાજ ઉફેલતાં, એમાં જોઇયે જૂઠા જોશ રે;
નારી નિર્મલ થઈ નીસરે, એમેં શેનો દોષ રે. ૩
આમ ભાંગતા આડા થઇયે, એમેં જોઇયે જૂઠા જોશ રે;
પ્રજા પીડાતી ઉગારિયે, એમેં શાનો દોષ રે. ૪
બંધીવાનની બેડી ભાગતાં, તેમેં જોઇયે જૂઠા જોશ રે;
રાજન મલે સુખ ન ઊપજે, એમેં શેનો દોષ રે. ૫
બ્રાહ્મણ ભક્ત સંતાપતાં, તેમેં જોઇયે જૂઠા જોશ રે.
ભક્ત બ્રાહ્મણ ન ઊગરે, તેમાં શેનો દોષ રે. ૬
કોઇ પરણી લાવે પારકી, તેમાં જોઇયે જૂઠા જોશ રે;
તે કામિનીએ કુલ અજવાલિયું, તેમાં શેનો દોષ રે ૭
ગાયનું ગોચર ખેડતાં, તેમાં જોઇયે જૂઠા જોશ રે,
ચંચલતા ચારી કરે, તેમાં શેનો દોષ રે. ૮
અસુર દેવલ ડગાવતાં, તેમાં જોઇયે જૂઠા જોશ રે;
તે દેવલમાં દીપક પ્રકટે, તેમાં શેનો દોષ રે. ૯
પરણીને કોઈ પરહરે, તેમાં જોઇયે જૂઠા જોશ રે,
તે કામિનીએ કુલ અજવાલિયુ, તેમાં શેનો દોષ રે. ૧૦
કોઈ સૂમ ખરચવા દામને, તાં જોઇયે જૂઠા જોશ રે;
પુણ્ય પરમારથ કરાવિયે, તેમાં શેનો દોષ રે. ૧૧
મંદિર કરાવે કલ્પવૃક્ષનું, તેમાં જોઇયે જૂઠા જોશ રે;
તે ફલ પોખે આતમા, તેમાં શેનો દોષ રે. ૧૨
શ્રીપાત કેહે, રાય સાંભલો, શું જોયા શ્રીધરે જોશ રે;
કામિની કુટિલને દૂભતાં, તેણે નહિ ઊપજે દોષ રે. ૧૩

શ્રીધર પંડિતે ફેરવ્યો છે, તેમા ભૂર થયો છે ભૂપ રે,
જ્ઞાન એનુ સઘળુ ગયુ, એ તો પડ્યો છે અંધ કૂપ રે ૧૪

[ પરિ ૧૦ માના ૧૧૨ અને ૧૧૩ મા પદ વચ્ચે ]

(૧૧) પદ ૧૨૫ મુ–રાગ સિંધુડો
(જુઓ હારસમેના પદ, પદ ૯મુ.)

[ પરિ. ૧૦ માના ૧૫૮ અને ૧૫૯ મા પદ વચ્ચે ]

(૧૨) પદ ૧૭૨ મું–રાગ કેદારો

દીનવુ પીડવા નાન માગી કરી તુમ વિના એ કોણુ કરે રે કાજ,
ગરુડવાહન થઈ દીન જાણી કરી, નાગરી નાતમે રાખી લાજ ૧
ભક્તવચ્છલ તણુ બિરદ તમે ધરો, અમે મૂઢ માનવી કઈ ન જાણુ,
તારણ કૃષ્ણનું કોટિ બ્રહ્માંડના, તેહ મે મૂરખ મન ના આણ્યુ ૨
ધન ધન રે સામના શ્રીહરિ, પાંડવની તમે પત રાખી,
નરસૈંયાને તમે મારતો રાખિયે વનવનુ પીડવા વેણુ ભાખી. ૩

[ પરિ ૧૦ માના પદ ૧૯૬ અને ૧૯૭ વચ્ચે ક્રમભેદ કરી પદ ૨૧૯ અને ૨૧૫ આ ૨૩૧ ના ક્રમમાં મળે છે ]

[ આ ૨૩૧ ના ક્રમમાં પરિ ૧૦ નાનુ ૨૧૨ મુ નથી, અને ઉપર જણાવ્યુ તેમ પરિ ૧૦નાં ૨૧૪–૨૧૫ એ બેઉ પદ ૧૯૬–૧૯૭ વચ્ચે આપાયાં હોઈ ૨૧૩ મા પછી એ પદ ૨૩૧ના ક્રમમાં લ્યુ છે.]

(૧૩) પદ ૨૪૭ મુ–રાગ ધનાશ્રી

હરિ બે હરિજન મળવાને આવે, પૂજન કરીને પુષ્પે વધાવે ૧
સ્તુતિ કરીને ચરણે નામે, ને કર જોડી માન જ માને. ૨
ધન મહેતાજી ભક્તિ તમારી, આશા પૂરી દેવ મોરારી. ૩
જાગે નરસૈંયો નતમતાપે, ફૂલે હાર આપ્યો ગોકુળનાથે ૪

(૧૪) પદ ૨૨૮ મું–રાગ વસંત

નિંદા નવ કીજે રે નવ કીજે, જે કોઈ હરિગુણ ગાય;
વિષયવાસના મનથી રે મૂકી, ફૂલ્યા હરિરસ પાય. ૧
મંડલિક માન ધરીને બેઠો, રોષ ધરી મન માંહિં;
કૃષ્ણ તણું કારણું નવ જાણ્યું, તે તો પરજલિયો ઘેર જાયે. ૨
જેની લીલા બ્રહ્મા ભૂલ્યા, નિગમ નિરંતર ગાય;
જાણે નરસૈંયો જે હરિરંગ-રાતા, તે જમશિર જાઘે પાય. ૩

---

[ આ પછી ૨૩૧ના ક્રમમાં પરિ. ૧૦ માનું ૨૧૭મું પદ, એ પછી ૨૧૬ મું પદ, અને છેલ્લે આ નીચેનું ૧ વધારાનું છે-:]

(૧૫) પદ ૨૩૧ મું–રાગ પ્રભાત

ઘુમે રે ચાંદલિયો ચોડયો, સારી મૂરતમેં સામલિયો;
એક ઘડી અલગા નવ થાય, પ્રાણજીવન હરિ પાતલિયો. ૧
ખડકીએ જોઉં તો ખડકીને ઊભો, બારીએ બેઠો દીઠો રે;
શેરીએ જોઉં તો સનમુખ આવે, અમૃતપેં અતિ મીઠો રે. ૨
જંયા બેસું તો જોડે એમે, સુતાં જોઉં તો સેજડીએ;
શ્રીવૃંદાવનને મારગ જાતાં જોઉં તો વલગો બેલડીએ. ૩
પ્રીત કરે તેની પૂંઠ ના મૂકે, એવો કાહાનો છે રસિયો;
ભલે મલ્યો મેહેતા નરસૈંનો સ્વામી, મારા રુદેકમલમાં વસિયો. ૪

પુષ્પિકા-- (ગુ. વિ. સભા નં. ૫૮૬ બ)

॥ પદ ॥ ૨૩૧ ॥ ઇતીશ્રી નરસઈ મેતાજીની હારમાળા સંપુર્ણમ્ ગ. ॥ શ્રીરસ્તુ શુભ ભવતું કલ્યાણમસ્તુ ॥

કર જોડી કર વીનતી રાખુ ચરણ પર સીસ
જો જાણે તેવી રાખજો મારી લાજ પી(જી)ગરીસ ॥૧॥
ઇતી સાખી સમાપ્તાં : સ્વત ૧૯૨૯ના માહા સુદી ૯ ને ગેરૂએ પુરી કરી છ.

# પદોની કક્કાવારી